શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય સંપાદિત

# વિવાહિતા

: લેખક :

શ્રી જતીન્દ્રમોહન બાગચી

: અનુવાદક :

રમણલાલ સોની

શ્રીકાન્ત, વિપ્રદાસ, શેષપ્રશ્ન, સ્વામી, કાશીનાથ, સાવકીમા, અનુરાધા, શુભદા, ચાંદમુખ, પ્રભાતકિરણો વગેરેના અનુવાદક.

એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ, પબ્લીશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

# રમણલાલ સોનીનાં પુસ્તકો

| | |
|---|---|
| ચબૂતરો | [ મૌલિક વાર્તાસંગ્રહ ] |
| પૂછડિયાના પ્રદેશમાં | [ સાહસની સળંગ કથા ] |
| માથાનું દાન | [ શાળોપયોગી ત્રિઅંકી નાટક ] |
| રૂપાની ગાય | [ ,, એકઅંકી નાટકો ] |
| ભીખો ચોટ્ટો | [ સ્વતંત્ર નવલકથા ] |
| બાળકોનાં ગીતો | [ કાવ્યો ] |
| પગલાં ભાગ ૧ થી ૪ | [ બાળ કથાકાવ્યો ] |
| બુધાકાકા | [ બાળ વાર્તાઓ ] |
| શિશુકથા ભા. ૧ | [ ,, ] |
| મહર્ષિ દયાનંદ સરસ્વતી | [ પ્રામાણિક જીવન ] |
| મરણ પછીની જીંદગી | |
| હિંદ અને બ્રિટનનું રાજ્યતંત્ર | [ હાઈસ્કૂલો, કૉલેજો માટે ] |
| ભાગવત કથામંગલ } | [ કથાઓ, આખ્યાનો ] |
| ઉપનિષદ્ કથામંગલ } | [ ,, ] |

### અનુવાદ-ગ્રંથો.

| | |
|---|---|
| સ્વામી | [ શરદ બાબુ ] |
| કાશીનાથ } ભોગીલાલ ગાંધીના | [ ,, ] |
| સાવકી મા } સહકારમાં | |
| વિપ્રદાસ | [ ,, ] |
| અનુરાધા [ બડી દિદિ, નારીનું મૂલ્ય વગેરે ] | ,, |
| નવીના [ શેષ પ્રશ્ન ] | ,, |
| શ્રીકાન્ત ભા. ૧-૨ | ,, |
| ,, ભા. ૩ | ,, |
| ,, ભા. ૪ | ,, |
| શુભદા | ,, |
| ચાંદમુખ | ,, |
| પ્રભાત કિરણો | [ પ્રભાત કુમાર ] |
| સૂડી વચ્ચે સોપારી | [ ,, ] |
| લાલ પડછાયા | [ ચીની જાપાની વાતો ] |

: ૧ :

અષાડ મહિનાની એક બપોરે પદ્મા નદીના પટ ઉપર રોહિણી નામે સ્ટીમરના મુસાફર લલિતચંદ્ર બસુ ખારવાના કમરામાં પ્રવેશ કરી એને સંબોધીને બોલ્યાઃ 'ફરી જરા જહાજ ઉપાડવાની કોશીશ કરી જુઓ તો, ખાં સાહેબ ?'

ખારવો તે વખતે પોતાના ખાસ કમરામાં એક ખૂબ મોટા લોઢાના હાથા પર બેસીને પીળા રંગની એક લુંગી પહેરી, આખે શરીરે તેલ-મર્દન કરવામાં મસ્ત હતો. સવાલ પૂછનારના સવાલનો આગલો ભાગ સાંભળતાં જ એનાં અસમયે પાકાં થઈ ગયેલાં ભવાં સંકોચાવાની તૈયારી કરતાં હતાં, પરંતુ છેવટનું ખાં સાહેબ સંબોધન કાને પડતાં જ તે જરા નરમ થઈ ગયો.

તે બોલ્યોઃ 'અમને પણ જીવ છે, બાબુ સાહેબ! બપોરના બે વાગવા આવ્યા, હજી ખાવાપીવાનું ઠેકાણું પડયું નથી. આપ જાણો તો છો કે કાલ રાતથી ત્રણ ત્રણ વખત જહાજ ઉપાડવા મેં કેટકેટલી મહેનત કરી છે, પણ જહાજ ચસતું જ નથી. ભાડામાં જ અટકયું

છે, એટલે હવે અલ્લાહની મરજી ન થાય ત્યાં લગી ખસે એવું લાગતું નથી. સાંજ પડતા પહેલાં વળી ફરી કોશીશ કરી જોઈશ.'

આમ કહી ખાં સાહેબે ફરી શીશીમાંથી તેલ લઈ બરડાના દુર્ગમ પ્રદેશ પર તે લગાડવામાં મન પરોવ્યું.

લલિતચંદ્ર ખારવાના શબ્દોથી વધારે નિરાશ થઈ ગયો. તે પૈસાદાર હતો. એની રીતભાત જોતાં એ બહુ સાલસ માણસ હતો. પરંતુ આજે સાથે એની સ્ત્રી અને બાળકો હતાં ખરાંને, એટલે જરા ગભરાઈ ગયો હતો. સવારે ટ્રેન પકડી લેવાશે એમ સમજી સાથે ભાથું આણવાની કોઈ વ્યવસ્થા કરી નહોતી. અને, જહાજ પર પણ કંઈ ખાસ બંદોબસ્ત હોય એવું દેખાતું નથી. જે કંઈ થોડું ખાવાનું દુકાનવાળાની પાસે હતું તે તો કાલે રાતે જ, એક રીતે કહીએ તો લુંટાઈ ગયું હતું.

એટલામાં ખલાસી ખભે ટુવાલ નાખી નળ તરફ જવા નીકળ્યો. જતાં જતાં કહેતો ગયો : 'આ કંપનીના જહાજ પર તો ખાવા કરવાની કંઈ જ વ્યવસ્થા નથી. તેમ છતાં, જો સીધું સામાન પાસે હોય તો, બહુ બહુ તો તે રાંધવાની ગોઠવણ થઈ શકશે.' પણ શું કરીએ તો શું થાય એ વિષે એ કશું સ્પષ્ટ કહી ગયો નહિ.

એટલે લલિતચંદ્ર પાછા આવ્યા. પાછા આવતાં જ તેમણે નોકરને વગર કારણે ધમકાવવા માંડ્યો. બિચારાનો ગુનો એ કે, કશું કામ ન હોવાથી, એ બાજુના કમરાના બારણા આગળ બેઠો હતો.

પછી લલિતચંદ્રે રીઝર્ડ કમરાની સામેની ડેક-ખુરશીમાં બેસી એક ચિરૂટ સળગાવી, અને તે ભસ્મસાત્ કરતાં કરતાં બૂમ મારી : 'મલિ, દૂધ શું જરાયે નથી ?'

મલ્લિકા લલિતચંદ્રની માબાપ વગરની નિરાધાર ભાણી હતી. તેના બે કાકા હતા; એમની આર્થિક અવસ્થા પણ છેક ખરાબ

નહોતી, પરંતુ, અનેક કારણે એ લોકો જ નિરાશ્રિત થઈ જવાથી એમને ઘેર મલ્લિકાને આશ્રય મળ્યો નહોતો. તેથી મા મરી ગયા પછી, તે મામી એટલે કે લલિતચંદ્રની સ્ત્રીની પાસે જ, આ બે વરસ થયાં રહેતી હતી. અચપળ નાની મામીને મદદ કરી, એમના જ ઘેર પુત્રી તરીકે રહી, માતાપિતા વિહોણા પોતાના ઘરનો અભાવ એ ઘણે અંશે ભૂલી ગઈ હતી.

છોકરી પાતળા ઊંચા બાંધાની હતી. ઊંચી હતી, પરંતુ બાંધો મજબૂત હોવાથી દૂબળી નહોતી લાગતી. રંગ પાકો ગુલાબજાંબુ જેવો — ગોરી ચામડી પર લાલ લાલ લાવણ્ય. ઉંમર પંદર સોળની વચમાં હશે. ઉંમર સામું જોતાં સ્વભાવ જરા ગંભીર — આ ઉંમરે અયોગ્ય — હતો.

મલ્લિકા મામાના સવાલના જવાબમાં એક ખાલી શીશી હાથમાં લઈને આવી ધીરે ધીરે બોલી: "દૂધ નથી જ તો! હતું એટલું બધુંયે ખલાસ થઈ ગયું છે. જહાજ પર દૂધ વેચાતું નહિ મળે, મામા? મામી કહેતાં હતાં કે બાબો ઊંઘમાંથી જાગશે કે તરત દૂધ માગશે, આ વખતે એને પટાવી શકાવાનો નથી.'

આ વાત ચાલતી હતી ત્યાં ઉમાતારા આવી પહોંચી. ઉમાતારા લલિતચંદ્રની સ્ત્રી હતી. શરીર ખૂબ હૃષ્ટપુષ્ટ હતું, છતાં સાતેક વરસ પહેલાં એક વખત સંધિવાનો રોગ થયો હતો ખરોને, એટલે લગભગ બારે મહિના પથારીવશ જ રહેવું પડતું હતું. ઉપર નીચે ચડઊતર તો કરતાં જ નહિ, પરંતુ ઘરની અંદર પણ ઊઠવા બેસવાનું કામ પણ ન છૂટકે જ કરતાં. જરાક કંઈક થતાં એકદમ ગભરાઈ જતાં, અને સૌને ગભરાવી મૂકતાં.

ઉમાતારા અધીર બનીને બોલી: 'બળ્યું આ જહાજ નસીબમાં ક્યાંથી આવ્યું! શી ખબર, હવે શું થશે! અરે, પણ તમે એને

જહાજ ઉપાડવાનું તો કહો. ઊભા થઈને જરા, એકવાર જોઈ તો આવો, એ ક્યારે ઉપડવાનું છે!'

લલિતચંદ્ર જ્યોતિષ શાસ્ત્ર નહોતા જાણતા, એટલે જહાજ ક્યારે ઊપડશે એ કહી શકયા નહિ. કહી ન શકયા, પરંતુ ઊભા થયા. ઊઠીને નિસરણી ઊતરી બટલરની ઓરડી તરફ ચાલ્યા, કારણ કે સાંજ પડતા પહેલાં સ્ટીમર ઉપાડવાનો પ્રયત્ન હવે નથી થવાનો એ વાત તો ખલાસીના મોઢે તેઓ કાનોકાન સાંભળી આવ્યા હતા.

લલિતચંદ્રને પણ ખૂબ ભૂખ લાગી હતી. પરંતુ બાળક પુત્રના ભોજનનો કંઈકે પ્રબંધ ન થાય ત્યાં લગી પોતાનું પેટ ભરવાનો શી રીતે વિચાર પણ થઇ શકે? તેથી આખું જહાજ ફરીને એંજિનની પાસે બટલરની ઓરડી આગળ આવ્યા. અંદર જઈને જોયું તો મોટી મોટી કલાઈ કરેલી તપેલીઓમાં કંઈક રંધાઈ રહ્યું હતું. ડુંગળી ને લસણુથી ગંધથી ઓરડો મઘમઘી રહ્યો હતો. ભૂખના મારે કરીને તેમની જીભે પાણી છૂટવા માંડયું. તેથી સૂપ બનાવનારને ખોળી કાઢી તેમણે તેને પૂછ્યું: 'ખાંસાહેબ, આજે ભેગાભેગી અમારી ત્રણ જણની જમવાની વ્યવસ્થા થશેને? હાસ્તો, એનું તમે જે કહેશો તે આપીશું.'

સૂપ બનાવનાર કુંઠિત થઈ જઇ બોલ્યો: 'માફ કરજો, બાબુ સાહેબ, કંપનીનો એ નિયમ નથી. આ જહાજ પર પેસેંજરોની જમવાની વ્યવસ્થા થતી નથી. અહીં જે રંધાય છે તે માત્ર કંપનીના નોકરોને જ માટે હોય છે. સીધું સામાન પણ વધારે હોતાં નથી. અને આ પાણી ઉપર કંઇ મળેય ક્યાંથી, બાબુ?'

આ સાંભળી લલિતને બીજીવાર પૂછવાનો ઉત્સાહ રહ્યો નહિ.

બોઇલરની પાસે જ્યાં ત્રીજા વર્ગના ઉતારૂઓ અડધાં નાગાં ઉઘાડાં શરીરે, ચતા કે લાંબા જેમ તેમ ભીડ જમાવી પડયા હતા, ત્યાં, ઓચિંતી લલિતની નજર પડી. તેણે જોયું તો એક લાંબા વાળવાળો

અડધો અડધો ગૃહસ્થ ઘરનો લાગતો ગરીબ છોકરો સ્ટોવ ઉપર કંઈક ગરમ કરી રહ્યો હતો અને એને વીંટળાઈ ને નાનું શું ટોળું જામ્યું હતું. એની પડખે કેટલાંક માટીનાં વાસણ અને ચાનો સરસામાન પથરાયેલો પડ્યો હતો.

લલિતચંદ્રે ઘડીભર મનમાં વિચાર કર્યો કે આ કોઈક દુકાન લાગે છે. નહિ તો આટલી ભીડ શા માટે થાય? એકવાર લોલુપ દૃષ્ટિએ એ તરફ જોઈ, તેણે જરા સંકોચપૂર્વક પૂછ્યું:

'અહીંયાં ચા મળે છે?'

એક જણે જવાબ દીધો: 'ના મહાશય! આ દુકાન નથી, અહીં વળી ચાની દુકાન ક્યાંથી?'

લલિતચંદ્ર જરા છોભીલો પાડી પડખે થઈને જવાનું કરતો હતો ત્યાં એ લાંબા વાળવાળા જુવાનિયાએ એને બૂમ મારી બોલાવ્યો: 'આવોને, ચા લેશો?'

આમ કહી એણે પોતાની ગંદી શેતરંજીનો વળેલો છેડો બને તેટલો સરખો કરી દીધો.

લલિતચંદ્ર જરા ખચકાતા મને બેઠા. કૃતજ્ઞતાના ચિહ્ન સ્વરૂપ તેમના મોં ઉપર જરાક સુકોમળ વિનયનો ભાવ ફૂટી નીકળ્યો. તેમણે પૂછ્યું: 'આપ ક્યાંથી આવો છો?'

'જી, હું સિરાજસાહીથી આવું છું. વીરખંડી ગામમાં મારું ઘર છે.'

યુવકનું નામ અભય ચરણ મિત્ર, ઉંમર વીસ એકવીસ હશે. દેખાવે લાંબો પહોળો હોવા છતાં યે એનું મોં ખૂબ જ કોમળ હતું, ચહેરો સુંદર નહોતો, પરંતુ આંખો જોઈ હોય તો ચહેરાની અલ્પ

સુંદરતા ભૂલી જવાય. કોઈક આંતરિક તેજથી તે ઝગમગ ઝગમગ થતી હતી. જાણે કે શરીર રૂપી ઘરની બારીએ કોઈએ બે અકમ્પિત દીવડાઓ સળગાવીને મૂક્યા હોય એવું લાગે ! પહેરવેશમાં ગેરુવા રંગનું જાડું ધોતિયું ને ટૂંકી બાંયનું ખમીસ.

લલિતને હવે યાદ આવ્યું કે ગઈ કાલે સ્ટીમર ઊપડતી વખતે જે છોકરાએ ખલાસીઓની સાથે ઝઘડો કર્યો હતો તે જ આ ! એ ઝઘડાનો વૃત્તાંત ટૂંકમાં એ હતો કે ઘાટ પર પહોંચતાં એને જરા મોડું થયું હતું. દોડીને આવી તો પહોંચ્યો, પણ જ્યાં નિસરણી પર પગ દે છે, ત્યાં જ જહાજ પર ચડવાનું પાટિયું થોડુંક ઊંચકાઈ ગયું અને નાવિકે સીટી વગાડી એંજિન ચાલુ કરી દીધું. ખલાસીઓ બાકીનું પાટિયું ઊંચકતા હતા, તે વખતે આ છોકરો એ પાટિયા પર જ ઊભો રહી, મજૂરને માથેથી સરસામાન ઉતરાવતો હતો. એ વખતે કોઈ એક ખલાસીએ એને ધક્કો મારી પાડી નાખ્યો હતો અને એણે પણ જવાબમાં એને એક સખત મુક્કો લગાવી દીધો હતો. લલિતચંદ્ર અને એના ઘરની સ્ત્રીઓ એ વખતે રેલિંગ આગળ ઊભીને સ્ટેશન પર માણસોની ચડઊતર જોઈ રહી હતી.

લલિતચંદ્રને આ વખતે એ બધી વાત એક પછી એક યાદ આવી ગઈ.

અભય ખરેખર પ્રતિભાશાળી છોકરો હતો. ખૂબ ચપળ પણ હતો. એ મોઢે લલિતચંદ્રની સાથે વાતો કરી રહ્યો હતો, પણ એ દરમિયાન એણે સ્ટોવ પરથી પાણી ઉતારી ચા તૈયાર કરવાનું કામ તો ચાલુ જ રાખ્યું હતું.

લલિતની આગળ ચાનો એક પ્યાલો ધરી દઈ અભયે કહ્યું: ‘ આપ નક્કી પ્રથમ વર્ગના ઉતારુ છો ! ’

લલિતને હવે કહેવાની વાત કહેવાનો કંઈક સુયોગ મળી ગયો.

તે બોલ્યો: 'હા, હું પ્રથમ વર્ગનો જ ઉતારુ છું, પરંતુ સાથે બૈરીછોકરાં હોવાથી બહુ મુસીબતમાં પડી ગયો છું, મહાશય! સવારે ગાડી પકડી શકાશે એમ અમે ધાર્યું હતું. સાથે દૂધ લાવેલા તેય પૂરું થઈ ગયું છે. હવે આ પદ્મા નદીની વચ્ચોવચ્ચ ક્યાંથી શું મળી શકે — એ કંઈ સમજાતું જ નથી.'

લલિતચંદ્રના મોં પર એકદમ પોતાની બેઉ આંખો સ્થિર કરી દઈ અભયે ખૂબ સ્વાભાવિક ભાવે કહ્યું: 'એમ! એમાં આટલી ચિંતા શું કરવા કરો છો? આપ કશી ચિંતા ન કરશો. આ મારી પાસે ડબામાં 'કન્ડેન્સ્ડ મિલ્ક' છે, જરા ગરમ પાણી નાખી હમણાં જ દૂધ તૈયાર કરી દઉં છું!'

આ અતિ સહેલો ઉપાય, સામે પડેલો ડબો જોવા છતાં યે લલિતચંદ્રને સૂઝયો નહોતો. આ શબ્દો સાંભળી એને ખૂબ જ નિરાંતનો અનુભવ થયો, પરંતુ આ અપરિચિત ગરીબ યુવકની પાસેથી આવી રીતે મદદ લેવી પડે છે એનો વિચાર કરતાં એને મનમાં મનમાં ખૂબ સંકોચ લાગતો હતો.

છતાં વિચાર કરી જોતાં તેમને લાગ્યું કે અત્યારે બીજો કોઈ ઉપાય નથી, એટલે કોઈને કોઈ રૂપે આની આગળ કૃતજ્ઞતા જાહેર કરવાથી નભી જશે. પોતાના શિક્ષિત સંસ્કાર વડે તેણે આ રીતે મન મનાવ્યું.

એટલામાં અભયચંદ્ર પોતાને ઘેરીને બેઠેલા ચાર પાંચ માણસોને ચા પીવડાવી એમની સાથે સહજ સ્વાભાવિક મીઠી વાતોચીતો કરતો પ્યાલા રકાબીઓ ધોવા બેસી ગયો હતો!

લલિત ચા પી રહ્યો કે તરત જ અભયે એનો પ્યાલો પણ ખેંચી લીધો, ને ધોઈ પણ નાખ્યો. કામમાં એની એટલી બધી ચપળતા હતી કે લલિતચંદ્રને એને ના કહેવાનો પણ વખત મળ્યો નહિ, અને ન મળ્યો એથી જ તો પોતે વધારે છોભીલો પડી ગયો!

જેમ તેમ કરી લલિતચંદ્રે કહ્યું: 'વાહ, તમે તો ખરા માણુસ છો! મારો પ્યાલો પણુ શું હું ધોઈ શકત નહિ?'

અભય અમથું હસીને બોલ્યો: 'એમાં થઈ પણુ શું ગયું છે! બાકી આપને આવું બધું કામ કરવાની ટેવ નથી એ પણુ ચોક્કસ વાત છે. અને અમારે તો બધું યે કામ હાથે જ કરવાનું હોય છે. એટલે અગવડ તો જાણે કંઈ લાગતી જ નથી; આપ કંઈ દુ:ખ ન કરશો.'

આમ બોલતાં બોલતાં એણે ડબામાંથી ઘન દૂધ લઈ ગરમ પાણીમાં નાખી દઈ દૂધ તૈયાર કરી નાખ્યું, અને જાણે ખૂબ જ પરિચિત હોય એવા ભાવથી અતિ સરળ કંઠે બોલ્યો: 'આપની જમવાની શું વ્યવસ્થા કરી?'

લલિત યુવકની સહજ સહૃદયતા જોઈ મુગ્ધ બની ગયો હતો. તો પણુ જરા ખચકાતો બોલ્યો: 'અમારી! હવે ગમે તે કંઈ કરી નાખીશું. બાકી અમારી તો અમને કંઈ જ ચિંતા નથી!'

અભય હસીને બોલ્યો: 'વાહ! નવાઈ જેવું! આ ભાઠામાં કોને ખબર છે, કેટલા દિવસ કાઢવા પડશે તે? અને વળી સાથે સ્ત્રીઓ છે!'

વાત ખરી હતી.

લલિત થોડી વાર ચૂપ રહી માત્ર આટલું બોલ્યો: 'એ જ દુ:ખ છેને!'

અભય બોલ્યો: 'આપ એકદમ હતાશ થઈ ગયા લાગો છો!'

લલિત બોલ્યો: 'શું વાત કહું! છોકરાં બૈરાં સાથે છે, એટલે મારી તો ચિંતાનો પાર જ નથી!'

અભય આ વખતે હસીને બોલ્યો: 'આ રસ્તે કદી તમે આવ્યા નથી લાગતા. બાકી હું તો કદી પણ સીધું સાથે લીધા વગર નીકળતો જ નથી. જ્યારે આવું ત્યારે દાળ ચોખા મારી પાસે તો ખાસ્સા બે પાંચ દિવસ ચાલે એટલા હોય જ છે. હાસ્તો! એક જણને ચાલે એટલા. શી ખબર, સ્ટીમર ક્યારે અટકી પડે! તે ઉપરાંત ભાથું પણ મારી પાસે થોડું ઘણું છે.'

લલિત કંઈ બોલ્યો નહિ.

અભયે બોલવા માંડ્યું: 'જો મનમાં કંઈ ન લાવો તો કહું, અત્યારે તો તમારે એ મારા ભાથામાંથી જે કંઈ ઠીક લાગે તે લઈ છોકરાંનો જીવ બચાવ્યા વગર ચાલવાનું નથી. કલકત્તા ગયા પછી છાત્રાલયના છોકરાઓને આ વખતે હું કંઈ નહિ આપી શકું, તો કંઈ નહિ.'

લલિતે તો પણ મોઢે ના ના કહ્યા કરી. પરંતુ તેને મનમાં મનમાં ખૂબ નિરાંતનો અનુભવ થયો.

અભયે એટલામાં ડબો ઉઘાડી નાખ્યો હતો અને એક છાપાના કાગળમાં થોડુંક ખાવાનું કાઢી લઈ આખો ડબો લલિતની આગળ ધરી દઈ તે બોલ્યો: 'આપ લઈ જાઓ, પણ જોજો, આટલું બે વખત ચલાવવું પડશે. આવા વિપત્તિના વખતે ખૂબ વિચારીને કામ કરવું જોઈએ. જહાજ અટકી પડ્યું છે એટલે એને કેટલા દિવસ લાગશે એની કોને ખબર છે! એક વખત હું આવ્યો ત્યારે ત્રણ દિવસ લગી આમ ભાઠામાં અટકી પડ્યું હતું. આ રસ્તાની તો વાત જ ના કરશો. ચાલો, હું જ બધું તમારા કમરામાં પહોંચાડી આવું.'

આમ કહી તે એકદમ હાથમાં ડબો લઈ ઊભો થઈ ગયો.

'ના, ના — આપે શા માટે તકલીફ લેવી જોઈએ! હું જ

ઉપાડી લઉં છું, પરંતુ આપ જરા વધારે ખાવાનું કાઢી લો—આપની પણ દશા તો અમારા જેવી જ છે ના!'

આમ કહી લલિતચંદ્રે પોતાને હાથે થોડુંક વધારે ખાવાનું છાપાના કાગળ ઉપર કાઢી દીધું, અને પછી ડબો તથા દૂધ લઈ પોતાના કમરા ભણી ચાલવા માંડયું. યુવકનો આગ્રહ એવો હતો, અને સ્વાર્થની ગરજ પણ એવી ભારે હતી કે ના પાડવી હવે શક્ય જ નહોતી, તેમ છતાં રસ્તે જતાં જતાં એક પ્રકારની શરમથી એનું મન જાણે સંકુચિત થઈ ગયું.

પ્રથમ વર્ગની કેબિનમાં લલિતચંદ્રની સ્ત્રી આતુર નજરે એની રાહ જોઈ રહી હતી, અને એને આવતાં ખૂબ મોડું થયું જોઈ વચમાં વચમાં ખિજાઈને બોલતી હતી: ના, મારાથી હવે આ નથી સહન થતું, બાપુ!

ભાથું લઈને લલિતચંદ્ર ત્યાં આવી પહોંચ્યો, ને એ નીચે મૂકયું. પછી તેણે રૂમાલ વડે હાથ લૂછતાં લૂછતાં આ અપૂર્વ અને વિચિત્ર જગાએ ખાવાનું મેળવવાનો ઈતિહાસ ટૂંકમાં કહી સંભળાવ્યો—ખાસ કરીને તો પેલા અદ્દભુત છોકરાની જ વાત સ્ત્રીને સંભળાવી.

ઉમાતારા ભવાં સંકોચીને બોલી: 'ઓ મા! કાલ વાળો પેલો મૂરખ છોકરો—પેલો મારામારી કરવા બેસી ગયો હતો એ!'

લલિત ગંભીર ભાવે બોલ્યો: 'હા, એ જ—એ તો એકહીરો છે.'

બોલતાં બોલતાં તેનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઈ આવ્યું.

એક પળમાં જ એ છોકરા વિષેનો ઉમાતારાનો અભિપ્રાય બદલાઈ ગયો, અને જ્યારે એ છોકરાને દૂધ પીવડાવવા બેઠી ત્યારે એ મૂરખ ગરીબ છોકરાની તરફ એક અજાણી કરૂણાથી અજાણે તેનું ચિત્ત આર્દ્ર બની ગયું.

મલ્લિકા બોલીઃ 'મામા, એણે આ બધું ખાવાનું આપ્યું છે? આટલું બધું ખાવાનું એને અહીં મળ્યું ક્યાંથી?'

જવાબ દેવાય તે પહેલાં જ ઉમાતારા બોલીઃ 'રે! એણે પોતાને માટે કંઈ ખાવાનું રાખ્યું છે કે બધું જ તમે લઈ આવ્યા છો!'

લલિત બોલ્યોઃ 'અરે ના, ના, એની પાસે થોડું છે. આ તો છાત્રાલયના દોસ્તદારો માટે ઘેરથી ખાવાનું લઈ જતો હતો.'

ઉમાતારા વ્યગ્રકંઠે બોલીઃ 'આહ! છાત્રાલયમાં રહે છે શું! કોલેજમાં ભણતો હશે — ખૂબ ગરીબ લાગે છે!'

'બહુ સારી હાલત તો ન લાગી.' એમ કહી લલિતચંદ્ર નોકરને ખાવાનું લાવવાનું કહી ડેક ખુરશીમાં જઈને બેઠો. પછી બોલ્યોઃ 'સાંભળો છો કે! તમે કાઢી લો, પણ થોડું રહેવા દેજો.'

પછી ખાતાં ખાતાં તે વિચાર કરવા લાગ્યો કે કેવી રીતે આ સૌજન્યનો યોગ્ય બદલો વાળી શકાય! એ જ મુશીબત હતી તો!

: ૨ :

બપોરના ચાર વાગ્યા હતા, તે વખતે ફરી એંજીન રૂમમાંથી ભયંકર અવાજ થવા લાગ્યો અને ખલાસીઓ હાંફતા હાંફતા અહીંથી તહીં દોડાદોડ કરવા લાગ્યા. ઉતારૂઓએ વિચાર કર્યો કે હવે જહાજ ઊપડવામાં છે. જહાજ ડોલવા લાગ્યું. ચારે તરફ પાણીની મોટી મોટી છોળો ઊછળવા લાગી. એના જ અવાજે એંજિનના અવાજની સાથે ભળી જઈ એક મસ મોટો કોલાહલ મચાવી દીધો. પાસેનું પાણી મથાઈ દબાઈને ફીણના ફિસોટા કાઢતું ગર્જવા લાગ્યું, પરંતુ જહાજ ખસ્યું નહિ.

એક કલાક લગભગ આ પ્રયત્ન ચાલુ રહ્યો હશે. પશ્ચિમ દિશાના છેડા પરથી એક વાદળું ભરાઈને ધીમે ધીમે નદીના માથા પર આવીને ઊભું અને સાંજ પડતાં ન પડતાંમાં તો ગાઢા અંધકારથી ચારે દિશાઓ ઘેરાઈ ગઈ. પાણીનો રંગ પીળો થઈ ગયો, કાંઠા પરની જમીને ફિક્કો રંગ ધારણ કર્યો; દરિયાઈ પંખીઓનાં ટોળાં હારબંધ વાંકાં ચૂકાં ચીસો પાડતાં આશ્રય ખોળતાં ઊડવા લાગ્યાં. માત્ર ટીટોડી પંખી

ટીટી કરતું કરતું સ્ટીમરની ચારે તરફ ઊડતું રહ્યું. સ્ટીમરને જોઈ એ કદાચ એમ વિચારતું હશે કે આ જલચર અહીં આમ કેમ પડ્યો છે!

સાંજ પડતાં પડતાં પ્રબળ વેગથી વાવાઝોડું ને વરસાદ શરૂ થઈ ગયો. તે વખતે, જહાજ ઊપાડવાની વાત તો દૂર રહી, પણુ જેને જ્યાં જગા મળી ત્યાં ભરાઈ ગયું. માછીઓ ખલાસીઓ સુદ્ધાં વરસાદના મારા આગળ, બાજુનો પડદો ખસેડી દઈ પોતાના ખૂણા ખોંચરામાં જઈ ભરાઈ ગયા.

ત્રીજા વર્ગના મુસાફરોનો જ્યાં વાસ હતો ત્યાં તો ખૂબ જ કોલાહલ થઈ રહ્યો હતો. વરસાદનાં સખત ઝાપટાં આવતાં હતાં. સ્થળે સ્થળે જીર્ણ છાપરાનાં પાટિયાંની ફાટમાંથી પાણી પડતું હતું. ઉતારૂઓ બધા ગભરાટમાં પોતપોતાનો સરસામાન અને બિછાનાં પોટલાંનું શું કરવું તે ન સૂઝવાથી બાવરા બની ગયા હતા!

કેબિનમાં બારણાં બંધ કરી લલિતચંદ્ર કુટુંબ સાથે ભરાઈ ગયો હતો, પણુ તેની ચિંતાનો પાર નહોતો. ઉમાતારા બાવરી બની બોલી: ‘ના, મારાથી આ નથી સહન થતું, બાપુ.’

મલ્લિકા બાબાને ખોળામાં લઈ કોઈ એક ચોપડીના જોરે ભયને ભૂલવાનો પ્રયત્ન કરી રહી હતી.

લલિતને થયું: આજે આ કેવો વિપત્તિમાં આવી પડ્યો છું! કોણુ જાણે ક્યારે, કેવી રીતે આમાંથી છૂટકારો થશે, કંઈ કહેવાય નહિ. વળી બીજી કોઈ વિપત્તિ ના આવી પડે તોયે, કેટલા દિવસ આવી રીતે જશે, કાલે પાછી ખાવાની શી વ્યવસ્થા થશે, આવી બધી ચિંતાઓએ તેના મનને એકદમ ઘેરી લીધું.

ખોરાકનો વિચાર કરવા જતાં જ પેલો યુવક તેને એકદમ યાદ આવી ગયો. તેને થયું કે આજે તો તેની જ દયાથી ભૂખમરામાંથી બચી જવા પામ્યા છીએ, છોકરાને તો ખરેખર જ તેણે બચાવ્યો છે! અત્યારે, આ આફતમાં તેની ખબર કાઢવી જ જોઈએ.

મનમાં આ વિચાર આવ્યો કે તરત જ એ ઊઠ્યો. તેણે ગૃહિણીને કહ્યું : 'આપણને આ બે કૅબિનની શી જરૂર છે, એક હશે તોયે આપણે તો ચાલી જશે. બીજી કૅબિનમાં પેલા છોકરાને રહેવા બોલાવ્યો હોય તો શું ખોટું ? વખતે એ આ વાવાઝોડા ને વરસાદમાં ખૂબ દુ:ખી થઈ રહ્યો હશે. વળી એ છોકરો એવો છે કે પાસે હોય તો જ નિરાંત – નહિ તો કંઈનું કંઈ કરી બેસે.'

ઉમાતારા ઉત્સાહમાં આવી બોલી ઊઠી : 'વાહ, સરસ ! તો બોલાવો.'

લલિતચંદ્રના ગયા પછી મલ્લિકાએ પાસેની કૅબિનમાંથી જરૂરી પેટીપટારા વગેરે કેટલીક ચીજો લઈ આવી પોતાના ઓરડામાં મૂકી દીધી.

અભયનું કોઈ સોબતી સંગાથી હતું નહિ, તો પણ પોતાની જગા અને જે લોકો એના પડોશીઓ બની ગયા હતા તેમને છોડીને આવવાને પહેલાં તો એ તૈયાર થયો નહિ. તે બોલ્યો : 'બહુ મજામાં છું, સૌ ભીંજાય છે, એટલે હું યે ભીંજાઉં જ ને !'

આ શબ્દો એ કંઈક ગર્વથી બોલ્યો.

પરંતુ લલિતે તેને કોઈ રીતે છોડ્યો નહિ. તેણે ફરી ફરીને તેને એવો તો આગ્રહ કર્યો કે છેવટે અભયનો બીજો ઉપાય રહ્યો નહિ. બહુ વાર ના ના કર્યા પછી છેવટે કંઈક વિચાર કરી એકદમ તે ઊઠી ઊભો થઈ જઈ બોલ્યો : 'ઠીક, ચાલો – આપ જ્યારે આટલો આગ્રહ કરો છો ત્યારે મારે આવવું જ જોઈએ.'

આમ કહી તેણે બિછાનું ને પોટલાં ઉપાડ્યાં.

એને સાથે લઈ આવી, કૅબિનમાં બેસાડી લલિતચંદ્ર બોલ્યો : 'આપ જરાક બેસો, હું હમણાં આવું છું.'

આમ કહી તે ચાલ્યો ગયો. પરંતુ તે પહેલાં તો બીજી

એ કુતૂહલ ભરેલી આંખોએ બારણાની ફાટમાંથી મેમાનને નીરખી લીધો હતો.

લલિત પાછો આવતાં જ ઉમાતારા બોલી: 'ઓ મા!' એનાં લૂગડાં તો બધાં ભીંજાઈ ગયાં છે. આ કોરાં લૂગડાં પહેરવા આપોને.' કહી તેણે એક કોરું કપડું પોટલીમાંથી ખેંચી કાઢી આપ્યું.

લલિતની કોઈ વાત પર જલદી નજર પડતી નહિ—એ એવા સ્વભાવનો માણસ હતો. હૃદય છે, કર્તવ્યજ્ઞાન પણ છે, બુદ્ધિ પણ તીવ્ર છે, તોપણ તેની દૃષ્ટિશક્તિ જરા ઓછી છે! એ કપડું હાથમાં લઈને આવી ઊભો રહ્યો કે તરત અભય બધી વાત બરાબર સમજી ગયો. બાજુના કમરાના ધીમા અવાજે અને ચૂડીબંગડીના ઝીણા અવાજે એને થોડીક વાત તો ક્યારની યે સમજાવી દીધી હતી.

અભયને કપડાં બદલવા વાસ્તે બિલકુલ આગ્રહ કરવો પડ્યો નહિ. તેણે સ્વસ્થ ભાવે જ તે લઈ લીધું. અને કપડાં બદલી વાતો કરવા બેઠો. પોતાના દેશની વાત, પોતાનાં ઘરબારની વાત, પોતાના બાળપણનો ઈતિહાસ—એ બધું અભય બિલકુલ સંકોચ વગર સરળ સીધી ભાષામાં બોલી ગયો. બાપ મરી ગયા છે, ઘેર એકલી મા છે. મા જ એકલી શૂન્ય ઘરની કરતી કારવતી છે, બીજું કોઈ છે નહિ. અભય એનું સર્વસ્વ છે. જે કંઈ થોડી જમીન છે એટલાથી જ એમનું ભરણપોષણ ગમે તે રીતે થયા કરે છે. એના બાળપણની વાત જરા કંઈક વિચિત્ર છે. બાપ મરી ગયા પછી, તે એક રામાનંદી સંન્યાસીની સાથે થોડાંક વરસ દેશવિદેશ ભટક્યો હતો, પરંતુ થોડા જ દિવસમાં ગુરુએ કંઈકેક નિંદ્ય કર્મ કર્યું. એ જોઈ તે એક દિવસ દેશમાં પાછો આવતો રહ્યો અને ડાહ્યો બની ભણવા ગણવા લાગી ગયો.

લલિત મુગ્ધ બની આ અપરિચિત યુવકના જીવનની કહાણી સાંભળવા લાગ્યો. જે માણસ પ્રશ્નની પણ રાહ જોયા વગર પલકના

પરિચય પરથી, પોતાના જીવનની સમસ્ત ઘટના વગર માગી એની આગળ પ્રકટ કરી રહ્યો હતો, તે અસાધારણ હોવા છતાંયે, તેના અકપટ હૃદયે લલિતના હૃદયને ગંભીર ભાવે અસર કરી.

અભય બોલવા લાગ્યો : 'ભણવા ગણવાનું મને પહેલાં બિલકુલ ગમતું નહોતું, અત્યારે પણ ખાસ ગમતું નથી, તોપણ જેમ તેમ કરી ઇન્ટર આર્ટ્સ સુધી પાસ થઈ કલકત્તાની એક હોસ્ટેલમાં રહી હવે બી. એ. નો અભ્યાસ કરી રહ્યો છું. પરંતુ ભણવાગણવાના કામ કરતાં બીજું જ કામ મારે વધારે હોય છે.'

આ કામ શું હશે એ અભયની વાતચીત પરથી જ લલિત સમજી ગયો. અભય એક રીતે જાણે જીવતું 'પબ્લિક વર્ક્સ ડિપાર્ટમેન્ટ' હતું. તે આ વખતે કૉલેજ ઊઘડી ગયા પછી ચાર પાંચ દિવસ મોડો કલકત્તા જતો હતો, બીજા કામમાં રોકાઈ જવાથી તેને મોડું થઈ ગયું હતું.

અભયે વાત ચાલુ જ રાખી; અને લલિત પણ મુગ્ધ બની આ પિતૃહીન ગરીબ યુવાનની કથની સાંભળી રહ્યો. પાસેનું બારણું જરા ખુલ્લું કરી ઉમાતારા પણ એ તોફાની સાંજ આ અનાથ છોકરાની વાત સાંભળીને વિતાવતી હતી.

રાતના તે વખતે અગિયાર વાગ્યા હતા. તે વખતે ઉમાતારાએ ઈશારો કરી લલિતને બોલાવ્યો અને તે બે જણને માટે ખાવાનું કાઢી અંદર મોકલ્યું. પોતાના જ ભાથાનું ખાવાનું ખાઈને, અને ખાતાં ખાતાં તથા ખાધા પછી ફરી એક વખત ચા પી લઈને અભયે તે રાત લલિતના અતિથિ રૂપે ત્યાં જ વિતાવી. તોફાન ઓછું થઈ ગયું હતું, પણ વરસાદ તો તે વખતે પણ તેવો જ પડતો હતો.

: ૩ :

સવાર થવા આવતાં તોફાન અને વરસાદ ખૂબ ઓછો થઈ ગયો હતો. એંજિનનો ભયંકર અવાજ સાંભળી ઘણાઓની ઊંઘ ઊડી ગઈ હતી. લલિત પથારીમાં પડ્યો પડ્યો વિચાર કરવા લાગ્યો : આ વખતે તો ચોક્કસ જહાજ ઉપડશે. જહાજ ઊપડવું જોઈતું હતું, એટલે તેના મનમાં આવી આશા ઉત્પન્ન થઈ હતી, પરંતુ નસીબ-યોગે તે સફળ થવાની કોઈ જ નિશાની દેખાઈ નહિ.

ઉમાતારાનું ઉદાસ મોં વધારે ઉદાસ થઈ ગયું. તેણે લલિત-ચંદ્રને બોલાવીને કહ્યું : 'મારા ક્યાં ભોગ લાગ્યા કે તમારી સાથે દેશમાં આવવા નીકળી ! મનમાં તો બહુ હોંશ હતી કે નવો નવો દેશ જોઈ આવીશું — એ જોયું કર્યું ક્યાંય નીકળી ગયું, હવે જીવતાં પાછાં ઘેર જઈએ તો બસ ! ક્યાં, એ વખતે તો મને કંઈ વાતે કરી નહોતી ! અને અત્યારે આ શું બધું ધાંધલ છે ! ના, મારાથી આ નથી સહન થતું, બાપુ.'

લલિતચંદ્ર કંઈ પણ આશાનો સખૂન તેને સંભળાવી શક્યા નહિ, એનું પોતાનું મન પણ ખૂબ દુશ્ચિંતાથી ઘેરાઈ ગયું હતું.

મહાપ્રયત્ને તેણે કહ્યું : 'જોઉં, જો કંઈ હોડી બોડી આટલામાં જતી હોય તો ! મળે તો એ ભાડે કરીને જશું.'

ઉમાતારા હતાશ ભાવે બોલી : 'કપાળ જશું ! આ મધગંગામાં કોને પડી છે તમારે વાસ્તે હોડી લઈ આવવાની ! એ તો પત્યું, પણ આજે હવે ખાવાનું શું થશે ! બધું યે સાફ થઈ ગયું છે !'

લલિતને આ ખૂબ અગત્યની વાત અત્યાર સુધી યાદ આવી નહોતી. ઉમાતારાના આ શબ્દો સાંભળતાં જ, ગઈ કાલની શરમની રજેરજ વાત એકદમ તેને યાદ આવી ગઈ, અને સાથે સાથે અભયની આશ્વાસનવાણી પણ યાદ આવી.

એકદમ લલિત ઓરડામાં દોડી ગયો, પણ અંદર જઈને જુએ તો અભય ન મળે ! લલિતના જાગતા પહેલાં જ તે નીચે જતો રહ્યો હતો. પાછા આવીને એણે કહ્યું : 'અભય ક્યાં ગયો ? એની પાસે દાળ ચોખા બધુંયે છે ! પણ રાંધવાનું ક્યાં ને કેવી રીતે થશે, એની જ ફિકર છે !'

'ઓ મા ! ઓ મા ! શું કહો છો ! દાળ ચોખા પણ એ લઈને આવ્યો છે ! – કેવો છોકરો છે એ તે !'

આમ વાત ચાલતી હતી ત્યાં ક્યાંકથી અભય આવી પહોંચ્યો, ને બોલ્યો : 'અત્યારે તો દાદા, ચા પીવી જોઈએ. ખરું ને !'

આમ કહી તેણે પોતાનો નાનો સ્ટોવ ઓરડામાં ખેંચી લાવી સળગાવી દીવો અને પાણી ગરમ કરવાની નાનકડી તપેલી ચડાવી દઈ બોલ્યો : 'ઘરમાં પાણી છે ?'

લલિત બોલ્યો : 'મલિ, કૂજામાં જો તો.'

મલ્લિકાને કૅબિનમાં પ્રવેશ કરી ફાંફાં મારતી જોઈ અભય બોલ્યા ચાલ્યા વગર એકદમ નીચે ઊતરી ગયો, અને એ પાંચ મિનિ-

ટમાં તો પાણી લઈ આવી પહોંચ્યો, ને તે સ્ટોવ પર ગરમ કરવા મૂકી દીધું.

એની આ આડંબર વગરની કાર્ય-તત્પરતાથી લલિત અને ઉમાતારા બંને આભાં બની જોઈ રહ્યાં. એક અક્ષરે તેમના મુખમાંથી નીકળ્યો નહિ.

થોડીવાર પછી લલિત બોલ્યો : 'ચા તો પીવડાવશો એ સમજું છું, ભાઈ, પરંતુ ખાવાની ગોઠવણ કેવી રીતે થશે એની કંઈ સમજ પડતી નથી. સ્ટીમર તો આજે ય હાલી નહિ. આ પણ્ણા પર જ—'

અભય સ્ટોવની જ્વાળા તેજ કરતાં કરતાં, માથું ઊંચક્યા વગર જ બોલ્યો : 'એ ગોઠવણ શું હું કર્યા વગર જ આવ્યો હોઇશ, એમ માનો છો, દાદા? બીજી જગાએ તો રાંધવાની રજા મળે એમ નથી. પણ નીચેના એક ઓરડામાં ચુલો છે, એમાં હું કોલસા પૂરવાનું કહી કરીને આવ્યો છું. ચા તો પી લઈએ, પછી— ઓહો, બાબાને જરા દૂધ કરી આપવું પડશે, ખરું ને!'

આમ કહી પાણી ઉતારી લઈ એણે સૌથી પહેલાં થોડુંક દૂધ તૈયાર કરી નાખ્યું.

ઉમાતારા હવે ચૂપ રહી શકી નહિ — તે બોલી — 'તમારે તો જાણે કંઈ કામમાં અટકો બેસવાનું થતું જ નથી એમ લાગે છે. ખરા છોકરા છો તમે તો!'

અભય પોતાનું પ્રસન્ન મુખ કૃતજ્ઞતાથી ભરી, ઉમાતારાની સામે જોઈ બોલ્યો : 'આ તે શું એવું કામ હતું — બહુ ભારે ખરું ને!'

આમ કહી ફરી એણે ચા તૈયાર કરવામાં મન ધાલ્યું.

લલિત બોલ્યો : 'બંદોબસ્ત તો તમે કરી આવ્યા એ સાંભળ્યું, પણ રાંધવાનું કોણ?'

અભય લલિત માટે ચાનો પ્યાલો ધરી બોલ્યો: 'એ તો હમણાં થઈ જશે ગમે તેમ કરીને, પણ ખાવા પામશો કે નહિ તે કોણ જાણે.' આમ કહી તેણે પૂછ્યું: 'દાદા, એ લોકો ચા પીશે ખરાં? કાઢું?'

લલિત બોલ્યો: 'કેમ નહિ પીએ? આટલી મહેનત કરી તમે તૈયાર કરી છે ને!'

અભય હસતે મોઢે બે વાટકી ચા ધીરે ધીરે ઉમાતારાના પગ આગળ મૂકી દઈ બોલ્યો: 'ભાભી, તમે રાંધવા કરવાની જરા યે ચિંતા કરશો નહિ—એ બધું યે થઈ જશે. હું બધી ગોઠવણ કરીને આવ્યો છું.'

ઉમાતારા નિરાંત પામી બોલી: 'થશે જ તો. તમે કહો છો એટલે મને વિશ્વાસ છે. પરંતુ—' આગળ કંઈ બોલવા જતી હતી પણ વાક્ય અધૂરુ જ રહ્યું.

અભય પળવાર એના મોં સામે જોઈ રહી બોલ્યો: 'એમાં વળી પરંતુ શું છે?'

ઉમાતારા બોલી: 'હું કહેતી હતી, પણ એમાં વળી કહેવાનું જ શું છે? મારું શરીર કેવું છે એની તો તમને ખબર નથી—આ તો માત્ર દેખાવ છે. જરા યે શક્તિ નથી, એ માંદગી પછી—'

આમ કહી તે સાત વરસ પહેલાંની માંદગીનું સવિસ્તર વર્ણન કરવા જતી હતી ત્યાં એકદમ અટકી પડી. સ્થળ અને કાળ યાદ આવતાં એ વર્ણનની અનુચિતતા કદાચ તેને મનમાં ખટકી હશે.

તે લજ્જા પામી હસતે મુખે બોલી: 'એ ઈતિહાસ આજે નથી ઉકેલતી, વળી કોક દિવસ સાંભળજો, આજે નહિ, પરંતુ આ શરીર મારું એવું દુશ્મન છે કે એને આગળ કરીને હું કંઈ જ કરી

શકતી નથી. માત્ર ફાલ્યું છે એટલું જ. બાકી એનામાં એટલી શક્તિ નથી કે એ નીચે જઈને તમને કોળિયો ધાન રાંધી આપે.'

અભય બોલ્યો : 'પણ તમારે શા સારૂ રાંધવા જવું પડે, ભાભી, એ તો બધું હું જ હમણાં બરાબર કરી દઈશ.'

ઉમાતારા બોલી : 'શક્તિ નથી, પણ શરમ તો આજે પણ લાગે છે, ભાઈ. તમે પુરુષ આદમી રાંધી ખવડાવો અને અમે બેઠાં બેઠાં એ ખાઈએ !'

મલ્લિકા અત્યાર સુધી ગૂપચૂપ ઊભી હતી, ઉમાતારાની સામે નજર કરી એ મૃદુ કંઠે બોલી : 'નાની માસીબા, હું રાંધી દઈશ.'

ઉમાતારા મનમાં મનમાં રાજી થઈ, પરંતુ મોઢે બોલી : 'સાંભળ્યું ભાણી કહે છે એ ? તને વળી રાંધવાનું કેટલું આવડે છે, એ તો કહે ! અમે તો વખતે એ ખાઈશું, પણ એમના મોંમાં એ કેવી રીતે પેસશે ?'

આમ કહી તેમણે અભયની સામે નજર કરી.

અભય કંઈ બોલ્યો નહિ, માત્ર હસ્યો. પરંતુ એ હાસ્યનો અર્થ સમજતાં કોઈને યે વાર લાગી નહિ કે દુનિયામાં બધું યે ખાવાપીવાને એ ટેવાઈ ગયો છે, કશાથી યે એને દુઃખ થાય એમ નથી.

મલ્લિકા પણ આ હાસ્ય જોઈ શકી હતી. એકદમ એનું મન ઉત્સાહથી ભરાઈ આવ્યું ! દુઃખના દિવસમાં, વિપત્તિના સમયમાં મદદ કરી શકવામાં જે ગૌરવ અને જે આત્મસંતોષ રહેલાં છે તે ખૂબ અદૃશ્ય રીતે તેના મનમાં જાગી ઊઠ્યાં. ઉમાતારાની સામે જોઈ એ અતિ ધીમેથી બોલી : 'નાની માસીમા, હું જઈને રાંધી નાખું છું. કંઈ નથી આવડતું એની ના નહિ, પણ આમ હાથ જોડી બેસી રહેવા કરતાં જેવું આવડશે એવું કરી દઈશ.'

આમ બોલી નાખ્યું કે તરત અભયની સાથે તેની આંખ મળી,

અને શરમથી તેણે આંખ નીચી ઢાળી દીધી. પરંતુ અભયની આંખની દૃષ્ટિમાં તેને બિલકુલ સંકોચ દેખાયો નહિ.

અભય હસીને બોલ્યો: 'એટલું ઘણું છે, ભાભી. બાકી આ શાસ્ત્રનું જ્ઞાન મને પણ કંઈ વધારે તો નથી — એટલે એ ઠીક જ થયું છે કે અંતે મારું રાંધેલું તમારે મોંમાં ઓરવું નહિ પડે, પરંતુ હું ને લલિતભાઈ પાસે જ ઊભા રહેશું, જેટલું આવડે છે એટલું બતાવીશ. ને એથી જો કંઈ બગડે કરે નહિ તો એમાં એકંદરે કંઈ નુકસાન નથી.'

ઉમાતારા પણ હસી. તે સ્નેહભરપૂર કંઠે બોલી: 'તો તું જા, મા. આજે તું જે રાંધીશ તે અમારે મન અમૃત હશે. ખરુંને અભય બાબુ?'

'બાબુ નહિ, બાબુ નહિ — માત્ર અભય કહો. ખરું કહો છો ભાભી — એમનું રાંધેલું તમને સૌને કેવું લાગશે એ તો તમે જાણો, પરંતુ મારા જેવા અભાગિયાની જીભે તો એ અમૃતથી યે અધિક હશે એ હું જોરશોરથી કહી શકું છું.'

મલ્લિકાના ઢળેલા મુખ પર જરાક લાલ ઉજાસ દેખાઈ ગયો, પરંતુ તે કોઈની નજરે પડ્યો નહિ. ઉમાતારા હસવા જ લાગી — આ છોકરાના મોંમાંથી આવા શબ્દો નીકળ્યા તો યે તેને તેમાં જરાયે બેઅદબી જેવું લાગ્યું નહિ.

લલિતચંદ્ર પહેલાંથી જ ઊઠી ગયા હતા. આ વખતે તે આવી પહોંચ્યા ને બોલ્યા: 'એ લોકો યંત્ર બંધ કરી દે છે, અત્યારે હવે કંઈ જ ન થવાનું. કહે છે, દશ વાગી ગયા, હવે ક્યાં લગી મહેનત કરીએ!'

ઉમાતારા બોલી: 'એ તો જાણેલું જ છે, હજી કેટલા દિવસ થશે એની કોને ખબર છે!'

અભય ઊભો થઈ ઓરડામાંથી એક પોટલી લઈ આવી બોલ્યો : ' ભાભી, રાંધવાની તપેલી છે ખરી ? '

ઉમાતારા હસીને બોલી : ' મલિ, તપેલી લઈ આવ અહીં. '

મલ્લિકાએ તપેલી લાવી અભયની પાસે મૂકી અને માથું નીચું કરી ઊભી રહી.

ઉમાતારા બોલી: ' લે, એ સાફ તો કરી દે. અને આમ શરમમાં મોં છુપાવી ઊભી રહી એ કેમ ચાલશે ? નસીબ સારું, કે આવો છોકરો મળી આવ્યો આપણને, એને શું નથી આવડતું કહે જોઉં ! '

લલિત મલ્લિકાની સામે જોઈ બોલ્યો: ' તારે જ રાંધવાનું છેને આજે તો ! આજે જોઉં છું શું કરે છે તે. '

મલ્લિકાએ હાથ લાંબો કર્યો કે અભયે તેના હાથમાં પોટલી મૂકી દીધી.

ત્રણેક માણસ માટે દાળ ચોખા કાઢી લઈ તેણે અભયની સામે નજર કરી. અભય હસીને બોલ્યો: ' સાચવીને રાખજો હોંકે એ બધું, —કેટલા દિવસ એનાથી ચલાવવું પડશે, કોને ખબર છે ! '

મલ્લિકા એ બધું કાળજીપૂર્વક બાંધીને મૂકી દઈ, કાઢેલો ભાગ ઉમાતારાને બતાવી બોલી: ' આટલો ચાલશે ને ? — મને સમજ નથી પડતી, માસીબા ! '

ઉમાતારા હસીને બોલી: ' હજી બે મૂઠી કાઢી નાખ, જરા વધારે લાગે છે. કોને ખબર છે, બાપુ ! જુઓ ભાઈ, તમને વધારે સમજ પડશે — ' આમ કહી તેણે અભયની સામે જોયું.

અભય વાટકીઓ ચાની પેટીમાં ગોઠવતો હતો, તે પાછું વળી જોઈને બોલ્યો: ' એ બરાબર છે. હવે જોવાની જરૂર નહિ પડે. એમને તો બધું જ આવડતું લાગે છે. '

આ નહિ ધારેલો ઉત્સાહ મળવાથી મલ્લિકાના કાનનાં મૂળિયાં જરા લાલ થઈ ગયાં. તે મનમાં મનમાં જોકે બરાબર સમજી ગઈ હતી કે આવડત જેવું પોતે કંઈ જ બતાવ્યું નથી, — જેથી આવી રીતે કોઈને એનાં વખાણ કરવા જેવું લાગે, — તો પણ, તેના હૃદયમાં કોઈ એક નવી જ લાગણી થઈ.

તેણે તરત જ મૃદુ કંઠે તેનો ઇનિકાર કરી દીધો: 'ઓહો! આમાં વળી મેં શી આવડત બતાવી છે તે!'

શબ્દો તો આ હતા, પણ એમાંના અડધા બહાર નીકળ્યા, ને બાકીના અડધા હોઠના ખૂણામાં જ રહી ગયા. અને એની જ શરમને દબાવવા જતાં તેના ગાલ પર વળી જરા લાલી ચડી આવી.

અભય પોતાના હાથ પરનું કામકાજ પૂરું કરી ચોખા બાંધેલી પોટલી તપેલીમાં લઈ, ઊઠી ઊભો થઈ ગયો ને બોલ્યો: 'ચાલો દાદા, જરા આપણું નવું રસોડું તો જોઈ લો.'

આમ કહી તે નિસરણી તરફ આગળ વધ્યો.

લલિતચંદ્ર એની સાથે જવા નીકળતાં જ ઉમાતારા મલ્લિકાને ધકેલી દઈ બોલી: 'જા ને. એ તો આ ચાલ્યા. જોજે, મોડું ના કરતી. જેવું આવડે એવું, બે મૂઠી ભાત રાંધી નાખજે કે પત્યું.'

આમ કહી ઉમાતારા પુત્રને દૂધ પીવડાવવા બેઠી.

અભયની સાથે લલિત અને મલ્લિકા બંને દાદર પરથી નીચે ઊતરી ગયાં.

નવા રસોડાના બારણામાં તપેલી ઉતારી અભયે જોયું તો ચૂલો બરાબર ચેતી ગયો હતો. તે લલિતની સામે જોઈને બોલ્યો:

'શું રાંધીશું કહો જોઉં ? ભાત કે ખીચડી ? તમારો શો મત છે ?' આમ કહી તેણે એક વખત મલ્લિકાની સામે પણ નજર કરી.

લલિત બોલ્યો: 'જે થાય એ કરો, એમાં વળી મારે શું કહેવાનું ?'

મલ્લિકા તપેલીમાંથી દાળ ચોખા બહાર કાઢી અભયની સામે જોતી ઊભી.

અભય તેના નીરવ પ્રશ્નનો અર્થ બરાબર સમજી જઈ બોલ્યો: 'પાણી જોઈએ છે ? હું લઈ આવું છું.'

આમ કહી એ પલકારામાં ક્યાંકથી એક ડોલ પાણી લઈને આવી પહોંચ્યો અને પોતે જ તપેલી ચુલા પર ચડાવી દીધી.

મલ્લિકા કોઈની પણ તરફ ખાસ નજર કર્યા વગર જ બોલી: 'તમે ઘડીક ત્યાં બેસો, હું બધું કરી દઉં છું.'

અભય બોલ્યો: 'હલાવશો કેવી રીતે ?'

મલ્લિકા તેના મોં સામે જોઈ બોલી: 'એકાદ લાકડું લાવી દેશો ? — ચાલશે.'

અભય પાણી લાવતી વખતે એ જ ચીજ સાથે લેતો આવ્યો હતો, હસીને તેણે તે ક્યાંકથી કાઢી આપ્યું ને બોલ્યો: 'કેમ, તમારે શું જોઈશે એની મને પહેલાંથી જ ખબર પડી ગઈ હતીને ?'

મલ્લિકાએ સાચેસાચ નવાઈ પામી એના મોં સામે જોયું, બંનેની આંખો મળી. આ વખતે બેઉ જણ જરા હસ્યાં.

લલિત રેલિંગ આગળ ઊભો ઊભો પાણીનો પ્રવાહ જોઈ રહ્યો હતો. તે પાછો ફરી બોલ્યો: 'હું જરા ખલાસીની ઓરડી ભણી જઈ આવું —'

આમ કહી તે ધીરે ધીરે ત્યાંથી ચાલી ગયો.

આ પછી ખરેખર જ રસોઈનો પાઠ શરૂ થઈ ગયો, પરંતુ સાધારણ રીતે જે તદ્દન સામાન્ય ને તુચ્છ બાબત હોય છે, તે આજે, આ સાધનહીન, આધારહીન અવસ્થાના પ્રતાપે, અને ડગલે ડગલે અનેક મુસીબતો, અગવડોને લીધે તથા એ અગવડોનો ઉપાય ખોળવાનો હોવાને લીધે એક અસામાન્ય આનંદનું કારણ બની ગઈ.

ગજવામાંથી ચપ્પુ બહાર કાઢી તે વડે બટાટાની છાલ ઉતારતાં ઉતારતાં ઓચિંતો અભય મલ્લિકાની સામે નજર કરી બોલ્યો: ‘ વાહ, આપણે તો સરસ રાંધી રહ્યા છીએ, તેલ તો મળે જ નહિ ! ’

મલ્લિકાને પહેલાંથી જ આ વાત યાદ આવવી જોઈતી હતી, તેથી તે મોં શરમીંદું કરી બોલી: ‘ ઓ મા ! એવું છે ! તો શાક કેવી રીતે થશે ? ’

એ વખતે લલિતચંદ્ર આવીને બોલ્યો: ‘ અગિયાર તો વાગ્યા ! અહીં બધું ગોઠવાઈ ગયું કે મલિ ? ’

અભય બોલ્યો: ‘ ગોઠવવાનું શું હતું તે ! ભાત થવા આવ્યો છે. હવે જરા તેલની શોધ કરવાની છે. ’

આમ કહી તે ત્યાંથી જતો રહ્યો.

મલ્લિકા બોલી: ‘ મામા, આજે તમે શું ખાવા પામવાના છો એ મને ખબર છે. એક તો મને કશું આવડતું નથી, તેમાં કશું યે છે નહિ. ’

લલિત બોલ્યો: ‘ કેમ કશું નથી ! બધુંયે હાજર છેને ! ’

મલ્લિકા બોલી: ‘ બધામાં તો છે દાળ, ચોખા, ને થોડાક બટાકા ! હા, જરાક મીઠું પણ હતું ખરું. ’

લલિત બોલ્યો: ‘ જો, જે થાય એ કર. પણ એને રાંધવા ના બેસાડતી. ’

મલ્લિકા બોલી: 'તેઓ જ તો બધું રાંધે છે, મને તો બસ બેસાડી રાખી છે.'

એટલામાં અભય ક્યાંકથી એકહાથમાં એક મુડો ને બીજા હાથમાં કંઈક લઈને આવી પહોંચ્યો અને, મુડો મલ્લિકાની પાસે મૂકી દઈ બોલ્યો: 'તમે હવે ક્યાં લગી ઊભાં રહેશો? જરા બેસો આની પર. અને આ લો તમારું તેલ, હળદર, મરચાં —'

લલિત એની સામે આંખો ફાડી જોઈ રહી બોલ્યો: 'અરે તમે તે કંઈ મંતર બંતર જાણો છો કે શું — કે જાદુ બતાવી રહ્યા છો? આ હમણાં તો ગયા, એટલામાં ક્યાંથી આટલું બધું લઈ આવ્યા, એ તો કહો! હું તો આખી સ્ટીમર પર ત્રણ વખત ચક્કર લગાવી આવ્યો, પણ ક્યાંયે કોઈ વાત કરવા યે માણસ ન જોયો, કે ન જોઈ કોઈ કામ લાગે એવી ચીજ!'

અભયનું મોં સહજ હાસ્યથી ભરાઈ ગયું. તે બોલ્યો: 'સ્ટીમરના કારકુનની સાથે મેં વાત કરી મૂકી હતી, એમણે જ આ બધું આપ્યું છે. અને આ મુડો પણ ત્યાંથી લઈ આવ્યો. બાકી આમ ને આમ એ ક્યાં લગી ઊભાં રહે, કહો જોઉં! – અને ચૂલો કેટલો ઊંચે છે!'

મલ્લિકા બેઠી નહિ, તે તો ઊભી જ રહી. તેના સમસ્ત હૃદયને આ અપરિચિત ગરીબ યુવકની આ ઝીણી ઝીણી મૂંગી સેવા જોઈ જાણે કંઈક ભારે આઘાત લાગ્યો. એણે તો એને પોતાને વિષે કંઈ જ કહ્યું કર્યું નહોતું. તેલ નથી એ વાત પણ અભયે જાતે જ યાદ કરી દઈ એને વિસ્મિત કરી નાખી હતી, પરંતુ આ બધી ઉપયોગી વસ્તુઓ સંભારવાની સાથે સાથે તે મનમાં મનમાં મલ્લિકાની સગવડ અગવડનો યે વિચાર કરી રહ્યો હશે એ તો એની કલ્પનામાં યે નહોતું. આમાં કેટલી સહૃદયતા છુપાયેલી હતી અને કેટલી આતુરતા

એની પાછળ રહેલી હતી! પાણી તરફ નજર પડતાં આ વાતે ઓચિંતી એને એવી અન્યમનસ્ક બનાવી દીધી કે અભયે ફરી તેને તેલની શીશીની વાત યાદ કરાવવી પડી.

'આ લાવું!' કહી મલ્લિકાએ મનમાં જરા ચમકીને ઝટપટ શીશી અને કાગળનું પડીકું લઈ લીધું.

લલિતચંદ્ર બોલ્યો: 'તો તમે તમારું કામ કરો. હું જરા ઉપર જાઉં છું. કેમ?'

અભય એકદમ બોલી ઊઠ્યો: 'હા, તે તમે જાઓને — બાર વાગતાં પહેલાં તમને સૌને જમાડી દઈશ, એની ચિંતા ન કરશો.'

લલિતના ગયા પછી અભયે ફરી મલ્લિકાને કહ્યું: 'રે, તમે તો હજી ઊભાં છો! ખાલી હું એ ઊંચકી મર્યો!'

ચુલો હોલવાવાનું કરતો હતો, તેથી મલ્લિકા એને ચેતવવા મથન કરી રહી હતી; તે ધુમાડાથી આંખો મસળતી મસળતી બોલી: 'મેં તો તમને એ લાવવાનું કહ્યું નહોતું!'

'વારુ, તો ખસો તમે જરા બાજુ પર, હું સળગાવી દઉં છું.'

આમ કહી અભયે પોતે જ આગળ આવી ચુલો સળગાવી દીધો — ને બોલ્યો: 'તમે જરા ત્યાં બહાર બેસોને, હું દાળ ચડાવી દઉં છું.'

મલ્લિકા અનુયોગભર્યા કંઠે બોલી: 'હું જ ચડાવી દઉં છું — તમારે શા માટે કરવું પડે? ભાત શેમાં કાઢું એટલું જ તમે કહી દોને, તપેલી તો માત્ર એક જ છે.'

'એનીયે ગોઠવણ હું કરી દઉં છું. પરંતુ ત્યાં તમે નહિ બેસો તો હું કશુંયે કરવાનો નથી. આંખો તમારી કેવી લાલલાલ થઈ ગઈ છે.!'

આમ કહી અભય ફરીથી બાજુની કારકુન સાહેબની ઓરડીમાંથી

દોડતો એક વાસણ લઈ આવ્યો અને કુશળતાપૂર્વક ભાત એમાં કાઢી લઈ ફરીથી તપેલી ચડાવી દીધી, અને ચૂલાની પાસેની જગા પોતે જ કબજે કરી બેસી ગયો.

નિરૂપાય બની મલ્લિકા ઓરડામાંથી બહાર આવી મૂંગી મૂંગી ઊભી રહી, અને અભયની કાર્યકુશળતા જોઈ વિચાર કરવા લાગી—પુરુષ આદમી થઈને આ બધું એ કેવી રીતે શીખ્યા હશે.!

દાળમાં વઘાર દેતાં દેતાં ઓચિંતાનો અભય પૂંઠ ફેરવી બોલ્યો: 'તો તમે નહિ બેસો એમ ને, તમારી પ્રતિજ્ઞા બહુ જબરી લાગે છે!'

મલ્લિકાની શરમનો પાર નહોતો. એની વતી એક સજ્જન આજે જે કામ કરી રહ્યો હતો. તેને માટે કૃતજ્ઞતા બતાવવાનું તો રહ્યું, પણ ફરી ફરીને તે તેની વિનતિની ઉપેક્ષા કરી રહી હતી. આ વખતે તેનાથી તેની વિનતિ પાછી ઠેલાઈ નહિ. બારણા આગળ અભયે નાખેલા પેલા મુડા ઉપર જ તે બેસી પડી, ને બોલી: 'ઠીક, હું તો લહેરથી બેસી રહીશ—તમે તો મને કશું યે કરવા દેવાના નથી—વારુ, પણ મામા આવીને જોશે તો શું કહેશે, કહો જોઉં! મને શરમાવ્યા વગર તમે છોડવાના નથી—ઠીક, એમ કરો.'

'ઠીક, તો આ બટાકા તમે સમારોને—' કહી અભયે ગજવામાંથી ચપ્પુ કાઢી આપ્યું.

મલ્લિકા બટાકા કાપવા બેઠી.

અભયે ચપળ હાથે દાળ ઉતારી દઈ, ફરીથી દેવતા સંકોરી, દાળ કાઢી લીધી, પછી તે બોલ્યો: 'લાવો.' આમ કહી હોટેલના ચપળ છોકરાની પેઠે પલકમાં એણે કામ પૂરું કરી મીઠું હળદર નાખી શાક ચડાવી દીધું.

મલ્લિકાના વિસ્મયની હદ રહી નહિ. તે બેઠી બેઠી વિચારવા લાગી: 'આની તો વાત જ જુદી છે!'

આ વખતે લલિત નીચે ઊતરી આવી બોલ્યોઃ 'કેમ, રે, બાર તે, વાગ્યા!'

અભય આભો બન્યા વગર હસીને બોલ્યો : 'ક્યાં, નથી વાગ્યા. અને અહીં પણ પૂરું થવા આવ્યું છે. તમે ઉપર જાઓ, અમે બધું લઈને આવીએ છીએ.'

આમ કહી બધી ચીજો ગોઠવી, મલ્લિકાના હાથમાં એક બે ચીજો આપી, બાકી બધી પોતે જ ઉપાડી લઈ એ ઉપર ગયો.

આ પછી જમવાનું પ્રકરણ શરૂ થયું.

સૌએ કહ્યું : 'દાળ ખૂબ સરસ થઈ છે.'

અભય બોલ્યો : 'તે ન થાય? એક તો સૌને ભૂખ એવી કકળીને લાગી છે, અને વળી એમને તો બધુંયે રાંધતાં આવડે છે.'

મલ્લિકા આ વખાણ બધાં સમજી, પણ ખુલ્લી રીતે તેનો ઈનકાર કરવાની ભાષા એને જડી નહિ. પોતાની વતી અભયે જ બધું રાંધ્યું કર્યું હતું, અને પાછા આમ જૂઠું બોલે છે, એવું બોલવાની શક્તિ એનામાં નહોતી. અને શક્તિ હોત તોયે એ કેવી રીતે, મામામામીની આગળ કહેત કે અભયે જ બધું કર્યું છે! ચુલો સળગાવવાથી માંડી રાંધવા સુદ્ધાંનું તમામ નાનું મોટું કામ એણે જ કર્યું છે ને પોતે તો એ બધાની માત્ર મૂંગી સાક્ષી છે! આ સિવાય બીજું પણ એક કારણ હતું; તે શરમ હતી અને શરમનું માનસશાસ્ત્ર ખૂબ વિચિત્ર છે.

: ૪ :

બીજે દિવસ પાછલી રાતથી માંડી આખી સવાર લગી મથવા છતાં યે ખલાસી કોઈ રીતે જહાજને વહાવી શક્યો નહિ, ઊલટું, એવું લાગ્યું કે આ ખેંચાખેંચીથી વહાણનું તળિયું વધારે ને વધારે બેસતું જતું હતું.

અભય આ ખબર લઈ આવીને બોલ્યો: 'ભાભી, સમાચાર બહુ સારા નથી, જહાજ કદાચ આજે પણ અહીં જ રહેવાનું છે. પરંતુ બધા ઉતારૂઓનું દુઃખ જોયું હોય તો, ભાભી !'

ત્યાં બધાંયે હાજર હતાં. સમાચાર કંઈ છેક અણધાર્યા તો ન હોતા,—ઊલટું, મનમાં સૌને આ જ ભય હતો. તો પણ આ ખબર સાંભળતાં દરેકના મોં પર એક ગાઢ છાયા ફરી વળી.

લલિત ઊઠીને ઊભો થયો, અને સ્ત્રીનો વિલાપ શરૂ થઈ જાય એ પહેલાં જ ઉદાસ અને ઉદ્‌ભ્રાન્ત મુખે મૂંગો મૂંગો ધીરે ધીરે ત્યાંથી જતો રહ્યો. જહાજ ન ઉપડવાનો અડધો અપરાધ પોતાની જ ઉપર પડવાનો, એનું તેણે પહેલાંથી જ અનુમાન કરી લીધું હતું.

આ વખતે લલિત નીચે ઊતરી આવી બોલ્યો: 'કેમ, રે, બાર તે, વાગ્યા!'

અભય આભો બન્યા વગર હસીને બોલ્યો : 'ક્યાં, નથી વાગ્યા. અને અહીં પણ પૂરું થવા આવ્યું છે. તમે ઉપર જાઓ, અમે બધું લઈને આવીએ છીએ.'

આમ કહી બધી ચીજો ગોઠવી, મલ્લિકાના હાથમાં એક બે ચીજો આપી, બાકી બધી પોતે જ ઉપાડી લઈ એ ઉપર ગયો.

આ પછી જમવાનું પ્રકરણ શરૂ થયું.

સૌએ કહ્યું : 'દાળ ખૂબ સરસ થઈ છે.'

અભય બોલ્યો : 'તે ન થાય? એક તો સૌને ભૂખ એવી કકળીને લાગી છે, અને વળી એમને તો બધુંયે રાંધતાં આવડે છે.'

મલ્લિકા આ વખાણ બધાં સમજી, પણ ખુલ્લી રીતે તેનો ઇનિકાર કરવાની ભાષા એને જડી નહિ. પોતાની વતી અભયે જ બધું રાંધ્યું કર્યું હતું, અને પાછા આમ જૂઠું બોલે છે, એવું બોલવાની શક્તિ એનામાં નહોતી. અને શક્તિ હોત તોયે એ કેવી રીતે, મામામામીની આગળ કહેત કે અભયે જ બધું કર્યું છે! ચુલો સળગાવવાથી માંડી રાંધવા સુદ્ધાંનું તમામ નાનું મોટું કામ એણે જ કર્યું છે ને પોતે તો એ બધાની માત્ર મૂંગી સાક્ષી છે! આ સિવાય બીજું પણ એક કારણ હતું; તે શરમ હતી અને શરમનું માનસશાસ્ત્ર ખૂબ વિચિત્ર છે.

: ૪ :

બીજે દિવસ પાછલી રાતથી માંડી આખી સવાર લગી મથવા છતાં યે ખલાસી કોઈ રીતે જહાજને વહાવી શકયો નહિ, ઊલટું, એવું લાગ્યું કે આ ખેંચાખેંચીથી વહાણનું તળિયું વધારે ને વધારે બેસતું જતું હતું.

અભય આ ખબર લઈ આવીને બોલ્યો : 'ભાભી, સમાચાર બહુ સારા નથી, જહાજ કદાચ આજે પણ અહીં જ રહેવાનું છે. પરંતુ બધા ઉતારૂઓનું દુ:ખ જોયું હોય તો, ભાભી !'

ત્યાં બધાંયે હાજર હતાં. સમાચાર કંઈ છેક અણધાર્યા તો ન હોતા, — ઊલટું, મનમાં સૌને આ જ ભય હતો. તો પણ આ ખબર સાંભળતાં દરેકના મોં પર એક ગાઢ છાયા ફરી વળી.

લલિત ઊઠીને ઊભો થયો, અને સ્ત્રીનો વિલાપ શરૂ થઈ જાય એ પહેલાં જ ઉદાસ અને ઉદ્‌ભ્રાન્ત મુખે મૂંગો મૂંગો ધીરે ધીરે ત્યાંથી જતો રહ્યો. જહાજ ન ઉપડવાનો અડધો અપરાધ પોતાની જ ઉપર પડવાનો, એનું તેણે પહેલાંથી જ અનુમાન કરી લીધું હતું.

ઉમાતારાએ જાણે કે એની સામે જોયું જ નહિ. તે અભયના મોં સામે જોઈ રડું રડું થઈ બોલી : 'તો, હવે શું થશે દિયરજી!'

અભય હસ્યો ને બોલ્યો : 'બીજું તો શું થવાનું હતું, ભાભી! કાલનો દિવસ જેમ વીત્યો તેમ આજે વીતી જશે.'

મલ્લિકાની સામે જોઈ આજે તેણે પોતે જ વાત કરી, તે બોલ્યો : 'તો હવે તૈયાર થઈ જાઓ, — રોજનું કામ પાછું શરૂ કર્યા વગર નહિ ચાલે. પરંતુ, રહો, ચોખા વધ્યા છે ખરા?'

મલ્લિકા સ્વાભાવિક માથું હલાવી બોલી : 'મને તૈયાર થતાં જરાયે વાર નહિ લાગે, પરંતુ દાળ ચોખા તો તમારા આજે પૂરા થઈ જશે!'

અભય હસીને બોલ્યો : 'આજે તો ચાલવા દો. ઠીક, હું નીચે જઈને જરા જોઉં છું. કાલે જરા મોડું થઈ ગયું હતુ, પરંતુ આજે વખતસર બધું પરવારવું જોઈશે.'

આમ કહી તે રસોડા તરફ જવાનું કરતો હતો, ત્યાં મલ્લિકા પાછળથી ધીરે ધીરે બોલી : 'તમે એટલામાં ચુલો જરા બરાબર કરો, હું જણસ ભાવ લઈને હમણાં આવું છું.'

ઉમાતારા પોતાના બળ્યા શરીર વિષે ફરિયાદ કરવાનું કરતાં હતાં, પરંતુ, તે પહેલાં તો અભય મલ્લિકાના શબ્દોના જવાબમાં માત્ર જરા માથું ધુણાવી ઝડપથી નીચે ઊતરી ગયો.

આજે પણ તેમનું રાંધવા, ખાવા કરવાનું કામ ગઈકાલની પેઠે જ પૂરું થઈ ગયું. પરંતુ કાલે જે નવીન અને કઠણ હતું, તે આજે પરિચિત અને સહજ સાધ્ય હોય એવું એમને લાગ્યું હતું.

મલ્લિકાને મદદ કરવાની આજે અભય ખાસ કંઈ તક પણ લેતો નહોતો. વચમાં કંઈ કેક કામે તે જવાનું કરતો હતો ત્યાં મલ્લિકા

તેને રોકીને બોલી ઊઠી : 'ઠીક, અભયબાબુ, તમે જ્યારે સંન્યાસી હતા ત્યારે શું ખાતા હતા ?'

અભય બોલ્યો : 'જે મળે તે ખાઈ લેતો. સંન્યાસીને ગમો અણગમો રાખવા કેમ ચાલે ?'

મલ્લિકાએ દાળ જરા હલાવી દઈ પૂછ્યું : 'હં, ઘેર મા બહુ રડતાં હશે, નહિ ?'

અભય બોલ્યો : 'સંભવિત છે.'

'વારુ, તો માની ખાતર જ તમે પાછા આવ્યા ને ? નહિ તો, ન આવત કેમ ?'

અભય બોલ્યો : 'કદાચ ન આવત.'

'બીજા કોઈનેય માટે તમારું મન તરફડતું નહિ ?'

અભય હસીને બોલ્યો : 'મારું બીજું છે કોણ તે ?'

મલ્લિકાએ એકાએક એક દીર્ઘ નિઃશ્વાસ દબાવી દીધો, અને પાળવાર ચૂપ જ રહી. પછી એ બોલી : 'મને તો સમાજમાં જ નથી આવતું કે કેવી રીતે તમને એવી દુર્બુદ્ધિ સૂઝી !'

અભયે હસીને પૂછ્યુ : 'દુર્બુદ્ધિ શાથી કહો છો ?'

મલ્લિકા બોલી : 'તો શું કહેવાય ? કહો, બહુ દુઃખ નહોતું પડતું ! એ વાત યાદ કરીએ તોયે અમને તો દુઃખ થાય છે.'

અભય કંઈ બોલ્યો નહિ.

મલ્લિકા પોતે પણ થોડીવાર ચૂપ રહી. પછી તેણે પૂછ્યું 'વારૂ, હવે તો કદી તમે જવાના નહિ ને ?'

અભયે એકદમ જવાબ દીધો નહિ. આ પ્રશ્ન માત્ર આ અજાણી છોકરીએ જ કર્યો નહોતો, પોતે પણ કર્યો હતો, પણ પોતાને એનો કંઈ સાચો ઉત્તર કદી જડ્યો નહોતો.

એકાએક મોં ઊંચું કરીને જોતાં માલમ પડયું કે મલ્લિકા તેના જ મોં ઉપર આતુર દૃષ્ટિ ઠેરવી જોઈ રહી હતી. માત્ર તેના પ્રશ્નનો જ નહિ, પણ એની આ પરિચિત દૃષ્ટિનો પણ કંઈ જવાબ એને જડયો નહિ.

તે ખાલી ઘડા તરફ જોઈને બોલ્યો : ' પાણી થઈ રહ્યું છે, હું હમણાં જ લઈ આવું છું — ' આમ કહી તે પલકમાં જ ત્યાંથી જતો રહ્યો.

પરંતુ પાછો આવી જ્યારે તે પોતાની જગાએ બેઠો, ત્યારે મલ્લિકા ધીમે ધીમે બોલી : ' કેમ કંઈ બોલ્યા નહિ ? '

' શું ન બોલ્યો ? '

' તમે ફરી સંન્યાસી થવાના ખરા ? '

અભય હસીને બોલ્યો : ' તમે ભૂલ્યાં નથી લાગતાં ! '

' ના. '

અભય બોલ્યો : ' મા જીવતી છે ત્યાં લગી તો નથી લાગતું કે એવું બધું બની શકે. '

મલ્લિકા પળવાર મૂંગી રહી બોલી : ' તેમના સિવાય તમને પકડી રાખનારું કયાંયે બીજું કોઈ નથી ? '

અભય વિચાર કરી બોલ્યો : ' કયાં — મને તો કયાંયે કોઈ દેખાતું નથી. '

મલ્લિકા આગળ કંઈ બોલી નહિ.

ઓચિંતો એટલામાં લલિતબાબુનો કંઠસ્વર સંભળાયો. તેએ બોલતા હતા : ' તમને હજી કેટલી વાર લાગશે ? જઠરને કંઈ પટાવી શકાય એમ લાગતું નથી ! '

અભય મોટેથી હસી પડ્યો.

મલ્લિકા હોઠમાં જરા હસીને બોલી: 'હવે બહુવાર નહિ લાગે, મામા, હવે તમે સ્નાન કરી પરવારીને આવો. આ બધું ગોઠવી કરી ઉપર લઈ જતાં અમને વાર નહિ લાગે.'

પછી તે અભયની સામે જોઈ બોલી: 'તમે પણ એમની જ સાથે સ્નાન કરી પરવારી આવોને, આ થોડીક ચીજો તો હું એકલી યે લઈ જઈ શકીશ.'

અભય, મદદ કરવા સંબંધમાં જ કંઈક બોલવા જતો હતો, ત્યાં મલ્લિકા માથું હલાવી બોલી: 'ના, તમારી હવે અહીં જરૂર પડવાની નથી, તમે નહાઈ આવો. ખાલી મોડું ન કરો.'

અભયે આંખો ઊંચી કરી જોયું, પરંતુ આ સહજ સાધારણ શબ્દો એવી રીતે એ છોકરીના મોંમાંથી બહાર નીકળ્યા હતા કે ના, ના કહી વધારે શબ્દો સાંભળવાની એની હિંમત રહી નહિ.

'ઠીક, જાઉં છું.' કહી તે લલિતબાબુની પાછળ પાછળ જ બહાર નીકળી ગયો.

થોડીવાર પછી સ્નાનથી પરવારી બંનેએ આવીને જોયું તો પીરસેલું ભોજન તેમની જ રાહ જોઈ રહ્યું હતું. આ નાનકડા કુટુંબનું નાનકડું ગૃહસ્થકાર્ય ગઈ કાલે પુરુષના હાથે થવાથી ગમે તેવું અને અવ્યવસ્થિત દેખાતું હતું, તે આજે આ છોકરીના હાથે થવાથી ખૂબ સ્વાભાવિક, સંયમ અને તદ્દન સાધારણ બની ગયું હતું.

અભય પોતાની પટુતાની સાથે આ અપટુતાનો ભેદ પલકમાં સમજી ગયો, પરંતુ એક અક્ષરે બોલ્યા વગર મૂંગો મૂંગો આસન પર બેસી જઈ તેણે આહારમાં મન પરોવ્યું.

કાલની પેઠે આજનો દિવસ પણ વીતી ગયો.

સાંજ સમે, વળી પાછો એંજિનનો અવાજ શરૂ થયો, ફરી ખલાસીઓની દોડાદોડ મચી ગઈ, ફરી જહાજ વહેવડાવવાની કોશીશો શરૂ થઈ, અને બંધ પણ થઈ. જહાજ હાલ્યું, જરા નમ્યું, પણ ખસ્યું નહિ. ભરતીનાં ચિહ્ન જોઈ કપ્તાને જે આશા રાખી હતી તે પહેલાંની પેઠે અત્યારે પણ નિષ્ફળ થઈ.

ઉમાતારા ઘડીમાં લલિતને, તો ઘડીમાં અભયને પૂછ્યા કરવા લાગી : 'રે! શું થશે હવે? આ તો હવે નથી સહન થતું, બાપુ!'

અભય બોલ્યો : 'એમ ચિંતા કરવાથી કંઈ જહાજ ઓછું જ ખસવાનું છે, ભાભી! ખાલી ચિંતાનો શા સારૂ દુરૂપયોગ કરો છો!'

ઉમાતારા ગંભીર મુખે બોલી : 'શું કરું, મારી તો છાતી ધકધક થાય છે. તમે લોકો તો સમજવાના નથી. વાંક પડચો મારો કે મેં તમારી સાથે આવવાનું કહ્યું. બહુ અક્કલવાળી ખરીને!' હં, દિયરજી, તમારું એ 'કન્ડેન્સ્ડ મિલ્ક' હવે છે ખરું? કે પછી બધું ચામાં વાપરી નાખ્યું? એક જણનો તો જીવ એના પર લટકી રહ્યો છે!'

'એ મને ખબર છે, ભાભી, — તમે ગભરાશો નહિ. તો અમે હવે એ વાપરીશું જ નહિ. એ વગર નભાવી લેશું.'

આમ કહી અભય ચાલ્યો ગયો. બાકીનો દિવસ તે ફરી દેખાયો જ નહિ.

બીજે દિવસે વહેલા પરોઢમાં એક ભયંકર હરિધ્વનિ સાંભળી આખા જહાજમાંનાં તમામ માણસો જાગી ઊઠયાં. જેઓ અતિ ગાઢ નિદ્રામાં પડેલાં હતાં તેમણે ધાર્યું કે ધરતીકંપ થયો, એટલે એકદમ દોડતાં બહાર નીકળી આવ્યાં ત્યારે તેમને ખબર પડી કે ભૂમિની સાથે

એ વાતને કંઈ સંબંધ નહોતો, પણ ભૂમિ તરફ વહાણ છૂટયું હતું એટલી વાત સાચી.

ચોથે દિવસે જુવાળ આવતાં ઉપવાસથી કિલષ્ટ બનેલાં તમામ સ્ત્રીપુરુષોના ઉત્સાહ-ધ્વનિની વચ્ચે બપોરના એક વાગ્યાના શુમારે ક્રમાને વહાણ બંદર પર લાંગર્યું.

સવારની ટ્રેન નિયમ મુજબ સાડા નવ વાગે ઊપડી ગઈ હતી. બીજી ગાડી પોણા પાંચ વાગે ઉપડતી હતી. એટલે ત્રણ કલાક સ્ટેશન પર રાહ જોવાની હતી.

અભય બોલ્યો : 'લલિતભાઈ, આજે તો આટલો વખત જેમ તેમ આશાથી પેટ ભરી રાખ્યું હતું, હવે ખરેખરું ભોજન કર્યા વગર નહિ ચાલે. આજે જરા નદીમાં ઊતરી સ્નાન અને પછી આહાર —માછલીનો રસો ને ભાત—અહીં માછલીઓ સારી મળે છે.'

લલિત ગંભીર ભાવે બોલ્યો : 'મળે તો છે, પણ પાછું એ રાંધવા કોણ બેસે છે, અને રાંધવાનું કરવું પણ કયાં? પહેલાં જહાજમાંથી તો ઊતરવું પડશે કે નહિ!'

અભય હસીને બોલ્યો : 'તમે હમેશાં ચિંતા કરી કરી અધીરા શું કરવા થઈ જાઓ છો, કહો જોઉં? એ બધી ખટપટ તમારે જરાયે કરવી નહિ પડે. તમે માત્ર જરા પગને તસ્દી આપી ભાવે તે ખાઈ આવજો, એટલું તો થશે ને?'

લલિત, તમામ બાબતમાં પોતાની આ નિર્બળતા જોઈ જરા ભોંઠો પડી જઈ બોલ્યો : 'જવાનું વળી કયાં છે?'

અભય આંગળીનો ઈશારો કરી પાસેનો મહોલ્લો દેખાડી બોલ્યો : 'આ જુઓ, ત્યાં બજાર છે, હોટેલ પણ છે, ગાડી તો લાઈન પર જ છે એટલે એની કંઈ ચિંતા નથી, તમે સ્ત્રીઓનો સરસામાન ઉતરાવો,

એટલામાં હું એ તરફની તમામ વ્યવસ્થા બરાબર પતાવીને આવું છું.'

આમ કહી તે ચાલ્યો. નદીએ જઈ સ્નાન કરી લેતાં તેને વાર લાગી નહિ. પછી ઉમાતારાની તરફ જોઈ તે બોલ્યો : 'ભાભી, પણ આજે તમારે મારી રસોઇથી પેટ ભરવું પડશે. આટલે બધા દૂર બજારમાં જઈને તમારી મદદ લેવાનું આજે નહિ બને.'

આમ કહી તેણે એક વખત મલ્લિકાની સામે નજર કરી લીધી. અને લાંબા વાળ હાથ વડે રમાડતાં રમાડતાં, ઘડીકમાં તેણે બજાર ભણી ચાલવા માંડ્યું.

લલિતે ખૂબ મહેનતે અને વધારે પૈસા આપવાના કરી, એક મજૂર પાસે થોડુંક પાણી ઉપર લેવડાવ્યું અને કાંઠા ઉપર જ અર્ધ-સ્નાન કરી લીધું, નદીમાં પગ દીધો નહિ. ગાડીમાં સ્ત્રીઓની પણ તેવી જ વ્યવસ્થા થઈ.

પોણા ત્રણેક વાગ્યા હશે, એટલામાં અભયે આવીને ખબર આપ્યા : 'દાદા, બધું તૈયાર છે, તમે ગાડીમાંથી ઊતરીને આવો !'

લલિત બોલ્યો : 'બૈરાંનું શું થશે ?'

અભય બોલ્યો : 'એમની કંઈ વ્યવસ્થા કર્યા વગર શું હું આવ્યો હોઈશ ? એ લોકો જેમ છે, તેમ છોને ગાડીમાં જ રહ્યાં, તમે આવો.'

લલિતચંદ્ર નોકરને ગાડીની પાસે હોશિયાર રહેવાનો હુકમ આપીને અભયની સાથે ચાલ્યો.

બજારમાં એક ઓરડી લઈ અભયે સાચેસાચ જ રસોઈ તૈયાર કરી રાખી હતી. લલિત આવતાં જ તેણે તેને જમવા બેસાડી દીધો અને સ્ત્રીઓને માટે ઝટપટ ખાવાનું કાઢી લઈ તેણે સ્ટેશન ભણી ચાલવા માંડ્યું. છોકરાને માટે દૂધ સુદ્ધાં લેઈ લેવાનું તે ભૂલ્યો નહોતો.

લલિતે જમવા બેસતાં કહ્યું: 'રે, તમારે નથી ખાવું?'

અભય સમસામાન લઈ ઊભો થયો હતો. તે હસીને બોલ્યો: 'હું શું હજી ભૂખ્યો હોઈશ એમ? અહીં કંઈ મોડું કરવું પાલવે? અને વળી સ્ત્રીઓ માટે ખાવાનું લઈને જાય એવું કોણ છે? મેં બધું કામ સંપૂરણ કરી નાખ્યું છે, તમે હવે ઝટપટ ખાઈ લો. વખત પણ બહુ નથી એમ લાગે છે, તમારા ઘડિયાળમાં જુઓ તો. અરે! હજી તો અડધા કલાકથી વધારે વખત છે. તો બહુ ઉતાવળ કરશો નહિ.'

લલિત માછલીની દાળ મોંમાં નાખતાં બોલ્યો: 'વાહ! શું સરસ બનાવી છે. ખરેખર બહુ સરસ માછલી મળી ગઈ લાગે છે.'

આમ કહી તેમણે ખાવામાં મન પરોવ્યું, પરંતુ અડધા કલાકથી યે વધારે વખત છે એમ જાણવા છતાં યે તેની છાતીમાં જાણે કંઈ કંઈ થઈ જતું હતું.

અભય સ્ત્રીઓ માટે ખાવાનું ગાડીમાં લઈ જઈ બોલ્યો: 'ભાભી, ગમે તેમ કરીને, હવે આ કામ પતાવી નાખો. તમારા હાથનું લાડ સ્નેહનું ખાવાનું તો ક્યાંથી, પણ આજે તમારે જ મારા હાથનું આ બેસ્વાદ પકાવેલું ખાવાનો વારો આવ્યો છે — બધું જ ઊંધું!'

જવાબની રાહ જોયા વગર અભય ફરીથી એક વખત નદીમાં ડૂબકી મારી આવ્યો અને ગાડીનો ઘંટ વાગ્યો સાંભળી દોડતો ટિકીટ ખરીદવા ગયો. લલિતની પાસેથી પૈસા તો એણે પહેલાંથી જ માગી લીધા હતા. એને તરત સમજાઈ ગયું હતું કે ભીડ હઠાવી ટિકીટ ખરીદી લાવવાનું કામ પણ કંઈ સહેલું સૂતરું નથી.

પરંતુ તે પાછો આવે તે પહેલાં જ એક નહિ ધાર્યો બનાવ બન્યો. એ આવે તે પહેલાં જ ગાડી ઓચિંતી ધમ ધમ કરતી ઊપડી ગઈ. ઝટપટ દોડતા આવી અભય ચાલતી ગાડીના પાટિયા પર ચડી ગયો, પરંતુ લલિત હજીયે આવી પહોંચ્યો નહોતો ! ઘડિયાળ લલિતની પાસે જ હતું, પરંતુ સમયનો ગોટાળો થવાથી આ વિપરિત ઘટના બની ગઈ હતી !

લલિતની ટિકીટ પણ અભયની પાસે હતી !

સ્ત્રીઓ બારીમાંથી આ બધું જોઈ રહી હતી. આ અણધારી દુર્ઘટના જોઈ તેમણે એકદમ બૂમરાણ કરી મૂકયું. અભય બારીમાંથી મોં કાઢી તેમને હિંમત આપતો બોલ્યો: ‘ છોને ઊપડી ગાડી, હું તો સાથે છું ને ! — તમારે કંઈ જ બીવાનું કારણ નથી, ભાભી. આવતા સ્ટેશનેથી હું મોટાભાઈને તાર કરી દઈશ. તમે જરાયે ગભરાશો નહિ. હું તમને ઠેઠ ઘેર પહોંચાડીને જઈશ. ભાઈ પણ બીજી ગાડીમાં આવી પહોંચશે. ’

ઉમાતારા એના આ સરળ આશ્વાસનથી કંઈક નિરાંત પામી ખરી, પરંતુ તેની છાતી ધબક ધબક થવા લાગી, તે આમ તેમ જોતી હાથ હલાવી બોલવા લાગી: ‘ હાય ! આ શું થઈ ગયું ! એ કોણ જાણે કયાં રહ્યા ને અમે આ કયાં આવ્યાં ! મારાથી આ નથી ખમાતું ! ’

મલ્લિકા એને ધીરજ આપતી બોલી: ‘ શું કરવા અમથી અમથી ચિંતા કરો છો, મામી ? અભયબાબુ તો છેને આપણી સાથે અને નાના મામા પણ બીજી ગાડીમાં આવી પહોંચશે. ’

આમ કહી તેણે બાબાને પોતાની પાસે ખેંચી લીધો. તે ખોળામાંથી ઝૂકી પડીને બારીનો પિત્તળનો હાથો ચૂસતો હતો.

'ચિંતા શું કરું મારું કપાળ ! હાય ! — કેવા બેદરકાર માણસ ! એ તો ઠીક થયું, કે છોકરો હતો, નહિ તો શું થાત કહે જોઉં !'

આમ કહી ઉમાતારા આગળ બોલી : 'કેવા ભલા છે મારા અભય દિયેરજી !'

મલ્લિકા બોલી : 'તમે શું ગમે તેમ બોલો છો ! મારા મામાનો એમાં શો વાંક છે ? અભયભાઈ હતા એટલે જ તો એ આમ ખાવા ગયા હતા, નહિ તો આમ આપણને મૂકીને જાત ખરા ? ઘડિયાળમાં જ કંઈ ગોટાળો થયો હશે, પછી એ શું કરે ?'

ઉમાતારા બોલી : 'જેવા માણસ, એવું એમનું ઘડિયાળ ! મારાથી તો આ હવે નથી ખમાતું, બાપુ ! હવે સાજા સમા આવી જાય એટલે મને નિરાંત. દિયરજી હતા એટલું સારું થયું !'

બોલતાં બોલતાં એ ગરીબ છોકરાની તરફ કરૂણાથી એનું આખું મન ભરાઈ ગયું. તેણે વિચાર કર્યો કે ક્યાંથી કોણ પારકું આવીને એક પલકમાં પોતાનું બની જાય છે.

દોઢેક કલાક પછી, ગાડી એક મોટા સ્ટેશને આવી ઊભી રહેતાં જ અભય સ્ત્રીઓના ડબ્બા આગળ આવી ઊભો. લલિતબાબુને અને તેમના કલકત્તાવાળા ઘેર બંને સ્થળે તાર કરવાની જરૂર હતી. ઉમાતારાની પાસેથી ચાંપાતલાના ઘરનું સરનામું અને તેમના જેઠ વિપિન બાબુનું નામ જાણી લઈ તરત જ એ અદૃશ્ય થઈ ગયો. પરંતુ જતાં પહેલાં, તેમને કંઈ કામ હતું કે નહિ તે પૂછી લેવાનું પણ તે ભૂલ્યો નહોતો.

તેના ગયા પછી ગાડી ન ઊપડી ત્યાં સુધી ઉમાતારા મૂંગી મૂંગી, મુગ્ધ નયને માત્ર એની તરફ જ જોઈ રહી. એના પોતાના

છોકરાની તરફ નજર કરવાનું પણ બહુ વાર સુધી એને યાદ આવ્યું નહિ.

બીજા સ્ટેશને ગાડી આવીને જ્યારે ઊભી રહી ત્યારે સાંજ પડવા આવી હતી. સ્ટેશને દીવા કરવા માટે નોકરો લાગી ગયા હતા. ગાડી ઉપર પણ દીવો થયો. એવામાં મલ્લિકા એની મામીને અડકી બોલી: 'જુઓ, જુઓ, માસીમા, તેઓ ત્યાં શું કરે છે?'

અભય સ્ટેશનની પાસે એક ઝાડની પાછળ સ્થિર ઊભેલો હતો. આ છોકરાના શરૂઆતના પરિચય કરતાં આ વળી જુદી જ જાતનો પરિચય પામી, ઉમાતારાનું આર્દ્ર હૃદય વળી કરૂણાથી વધારે વિચલિત બની ગયું. અને આથમવાનું કરતા સંધ્યાના સૂર્યના મ્લાન પ્રકાશમાં ઉપાસનામાં મગ્ન ઊભેલી એલી સ્તબ્ધ મૂર્તિ જોઈ, એની બંને આંખોમાં પાણી ભરાઈ આવ્યાં.

મલ્લિકા બોલી: 'એઓ શું કરે છે, મામી?'

ઉમાતારા ધીરે ધીરે બોલી: 'ભગવાનનું સ્મરણ કરે છે.'

એણે આગળ કંઈ જવાબ ન દીધો. ગાડીની ભીડમાં સગવડ નહિ મળે એમ સમજીને જ અભયે આ એકાંત સ્થાન પસંદ કરી લીધું હતું એમ તે મનમાં મનમાં સમજી ગઈ હતી. કદાચ એમ પણ હોય કે લોકોની નજરથી દૂર રહીને તેણે આ નીરવ પ્રાર્થના કરી લેવા ધાર્યું હોય, પરંતુ આ સંબંધમાં વધારે વાત કરવાનું તેને મન થયું નહિ.

મલ્લિકા મામીના મોં સામે જોઈ વખતે આ સમજી ગઈ હશે, તેથી, તે પણ પોતાનું કુતૂહલ શમાવી દઈ, તેની પેઠે મૂંગી મૂંગી માત્ર જોઈ રહી. પરંતુ ચારે તરફ લોકોની દોડધામ ને કોલાહલનો પાર નહોતો!

ગાડી ઉપડવાની તૈયારીમાં હતી, એવામાં અભયે ઝટપટ બારણા આગળ આવી બૂમ મારીઃ ' ભાભી!' કંઈ જોઈએ છે?'

' ના ભાઈ, અમારે કંઈ જરૂર નથી, તમે ગાડીમાં બેસી જાઓ.'

અભય બોલ્યો : ' એક વાત કહેવાની છે — પણ તમે પહેલાંથી જ ગભરાઈ બેસશો નહિ. કહે છે કે ક્યાંક લાઈન ખરાબ થઈ ગઈ છે — એટલે રાતે ગાડી શેયાલદા ન પણ પહોંચી શકે.'

ઉમાતારા પળવાર ચૂપ રહી એક નિઃશ્વાસ નાખી બોલી : ' આ મુસાફરી જ એવા શૂકને શરુ કરી છે, દિયરજી, કે આવું બધું ન બને તો જ નવાઈ! તોયે એટલું સારું છે કે તમે મળી ગયા છો.'

અભય જરા હસીને બોલ્યો : ' મળી ગયો છું એની ના નહિ, પરંતુ, કિંમત બહુ ઓછી છે ભાભી.'

આમ કહી તેણે હસતે મોંએ ઊંચું જોયું તો મલ્લિકા એકી નજરે તેની સામે જોઈ રહેલી દેખાઈ — એની નજર પડતાં મલ્લિકાએ આંખો નીચી ઢાળી દીધી.

અભય જતો રહ્યો. રાતે કશાનીયે જરુર પડી નહિ તે પણ ફરી આવ્યો નહિ.

પાછલી રાત્રે લાઈન સાફ થઈ જતાં ગાડી ફરી ઊપડી અને સવારે સાત વાગે કલકત્તા આવી પહોંચી.

અભયે જોયું તો એક પ્રૌઢ અને એક તરૂણ વયનો દેખાવડો ભદ્રપુરુષ ડબા આગળ કોઈને શોધતા ફરતા હતા.

મલ્લિકાએ મોં બહાર કાઢી નજર કરી, ને તરત એ બોલી ઊઠી : ' મોટા મામા આવ્યા છે!'

બોલી નાખ્યા પછી જરા સંકોચ પામી તે પોતાની મામીની પાસે ખસી ગઈ.

અભયે એટલામાં બહારથી સરસામાન ઉતારી લીધો હતો. પેલા ગૃહસ્થોને તેણે પૂછ્યું : ' આપ શું ચાંપાતલાથી આવો છો ? ' વિપિનચંદ્ર બોલ્યો : ' હા, લલિતનો પણ તાર મળ્યો છે, એ બીજી ગાડીમાં આવે છે. ' આ પછી ટૂંકમાં બે ચાર વાક્યોની આપલે કરી લઈ, અને સરસામાન ગાડીમાં ચડાવી દઈ અભયે વિપિનને નમસ્કાર કર્યા અને ઉમાતારાની ચરણરજ લઈ બોલ્યો : ' ભાભી, તો હવે હું જાઉં છું. હવે તમે સૌ ક્ષેમકુશળ પહોંચી ગયાં છો. '

આમ કહી તેણે મલ્લિકાની સામે એક વિદાયદૃષ્ટિ નાખી.

ઉમાતારાએ નવા આવેલા તરૂણ યુવકના કાનમાં કંઈક કહ્યું. બીજી જ ક્ષણે તેણે અભયને કહ્યું : ' માસીમા કહે છે કે અત્યારે તમારાથી છાત્રાલયમાં નહિ જવાય ખાઈ કરીને, સાંજે મારા માસા આવ્યા પછી, તેમને મળીને તમે જજો. '

સાથે સાથે વિપિન બોલ્યો : ' હાસ્તો, અત્યારે તમે જઈ શકશો કેવી રીતે ? એ નહિ બની શકે. '

આ પછી અભય કંઈ બોલ્યો નહિ. પોતાનો જે કંઈ સરસામાન હતો તે ઘોડાગાડી પર ચડાવી દઈ, ગાડીમાં જઈને બેઠો.

ઘોડાગાડી ઘેર આવી પહોંચી, વિપિનચંદ્ર નોકરોને બોલાવી સરસામાન ઉતરાવવામાં લાગી ગયા હતા, એવામાં ઘરમાં જવાના મારગમાં, ઉમાતારાની પાસે આવી અભય બોલ્યો : ' ઘેર તો લઈ આવ્યાં, ભાભી, જવા ન દીધો, પરંતુ હું અહીં બહાર એકલો એકલો એક પળ પણ ઊભો રહી શકવાનો નથી, એ કહી દઉં છું. હું હમણાં જ નાસી જવાનો, પણ સાંજે લલિતભાઈ આવશે ત્યારે મળવા આવી જઈશ. '

ઉમાતારા નવાઈ પામી બોલી : ' ઓ મા ! તમને અંદર આવવાની કોણે ના કહી છે તે ! અમારે માટે તમે કંઈ ઓછું વેઠ્યું

છે! એટલું જોયા પછી પણ શું અમે તમને પરાગે સમજીશું? એનો બદલો તો અમારાથી કદીયે વાળી શકાય એમ નથી.'

આમ બોલતાં બોલતાં તેઓ અંદર જવાના બારણા આગળ આવી ઊભાં.

અભય બોલ્યો: 'ઠીક, ચાલો, — તમારી ઘરેણાંની પેટી હું જ લઈ લઉં છું.' આ પેટી ગાડીમાંથી ઊતારી તેણે ક્યારની યે ઉપાડી લીધી હતી.

ઉમાતારાના ઓરડામાં પ્રવેશ કરતાં જ અભય બોલ્યો: 'અગાઉથી કોઈએ ભોંય પર જાજમ પાથરી રાખી છે.'

સરસામાન એક એક આવવા માંડ્યો હતો. અભય નોટબૂકની સાથે એ બધો મેળવી લઈ બોલ્યો: 'બધો સામાન આવી ગયો, માત્ર બાબાની દૂધની પેટી દેખાતી નથી.'

ઉમાતારા બોલી: 'એ મલિના હાથમાં હતી તો!'

અભય બોલ્યો: 'ઓહ! ત્યારે તો એમણે એ ક્યાંક બીજે મૂકી હશે.' આમ કહી એકાએક તેણે પ્રશ્ન કર્યો: 'વારુ, વિપિન બાબુની સાથે જે ભાઈ સ્ટેશન પર આવ્યા હતા તે કોણ હતા, ભાભી? એમની તો તમે કંઈ ઓળખાણ કરાવી નહિ!'

ઉમાતારા બોલી: 'કોણ, જગદીશ? એ મારી જ એક બેનનો છોકરો છે. છાત્રાલયમાં રહીને એમ. એ નો અભ્યાસ કરે છે. અહીં ઘણી વાર આવે જાય છે — મારા જેઠજીનો ખાસ ભક્ત છે.'

મલ્લિકા ચા લઈને આવી હતી. ચાની વાટકી અભયની આગળ મૂકી તે ધીરે ધીરે બહાર જતી રહી.

ચા પીને અભય બોલ્યો: 'ભાભી, તો હું એટલામાં નહાઈ આવું.'

ઉમાતારા નવાઈ પામી બોલી: 'એટલામાં નહાવાનું કેવું, દિયરજી! હજી નવ તો વાગ્યા નથી. રસોઈ પાણીની બહુ વાર છે. ભૂખ લાગી લાગે છે. કંઈ ખાવાનું મગાવું?'

અભય તેમને ના પાડી બોલ્યો: 'ના, આ ચા પીધી એટલું બસ છે. અત્યારે બીજું કંઈ ખાવું નથી. જરા નહાઈ પરવારૂં એટલે બસ.'

ઉમાતારા બોલી: 'વારૂ, તો એમ.' આમ કહી તેણે પૂછ્યું: 'એમની ગાડી કેટલા વાગે આવશે, ખબર છે?'

અભય બોલ્યો: 'લલિતભાઈના આવવાનું પૂછો છોને? એને હજી બહુ વાર છે. દોઢેક વાગે ગાડી આવે છે, ઘેર પહોંચતાં બે વાગશે. પણ ત્યાં લગી હું ભૂખ્યો નહિ રહી શકું.'

ઉમાતારા ગભરાઈને બોલી: 'ના, ના, ત્યાં લગી તમારે શા સારૂ ભૂખ્યા રહેવું પડે, ભાઈ?'

આમ કહી તેણે તે જ વખતે નોકરને બોલાવી કહ્યું: 'બિન્દુ, રસોડામાં કહી દે જા, જલદી જલદી ખાણું બનાવી નાખે, મારા દિયર જમવાના છે.'

પેલા સંધિવાની પીડને લીધે ઉમાતારા બહુ ઉપર નીચે કરતી નહિ—તમામ કામકાજનો હુકમ પોતાના ઓરડામાંથી જ કરતી.

અભય જરા નવાઈ પામ્યો. તેણે ઘરનો ઠાઠમાઠ વગેરે જોઈ એવું અનુમાન તો કર્યું જ હતું કે આ લોકો પૂરા હિંદુ નથી. પરંતુ રસોડાનો ઉલ્લેખ અને ખાણાનો હુકમ સાંભળી હવે એને અનુમાન કરવાની જરૂર રહી નહિ. એટલે એ માથું હલાવી બોલી ઊઠ્યો: 'એવું બધું રાંધેલું મારે નહિ ચાલે, ભાભી, હું એ નથી ખાતો! તે વખતે જ હું તો કહેતો હતો કે મને હોસ્ટેલમાં જવા દો, પણ તમે કંઈ સાંભળ્યું નહિ! તો હવે હું જાઉં છું, હવે મોડું કરવું કામનું

નથી; ત્યાં કંઈ ખબર પણ મોકલાવ્યા નથી — ' આમ બોલતાં બોલતાં તે ઊઠી ઊભો થયો.

ઉમાતારા જરા નવાઈ પામી. વચમાં જ તેને બોલતો અટકાવી બોલી : 'વાહ, એ શું કહ્યું ! એ રાંધેલું નહિ ચાલે, તો શું બીજી કોઈ ગોઠવણ નહિ થઈ શકે એમ ધારો છો ! શું હું તમને અત્યારે ભૂખ્યા જવા દઈશ એમ સમજો છો ! વિધુના રસોડામાં હમણાં જ તમારી ગોઠવણ કરી દઉં છું — ' આમ કહી તેણે વિધુને ખબર મોકલ્યા.

પછી તે બોલી : 'વિધવાનું રસોડું છે — નિયમ ને આચારમાં તમને કંઈ વાંધો નહિ આવે — એ વળી એવા નિયમો પાળે છે કે સાંભળીને આભાં બની જવાય.'

આમ કહી ઉમાતારા પોતાની વિધવા સગીનો સંક્ષિપ્ત ઈતિહાસ કહેવા બેઠી. બોલતાં બોલતાં તેણે એક બે વાર પોતાની આંખના ખૂણા લૂછી નાખ્યા.

અભયને પણ મનમાં ખૂબ લાગી આવ્યું. તે ઉત્સાહપૂર્વક બોલ્યો : 'એ બરાબર છે, ભાભી — એ સારૂં ફાવશે. હું ત્યાં જ આજે પ્રસાદ લઈશ. તો હવે હું નહાઈ પરવારી આવું. પાછા આવતાં દોઢેક કલાકથી ઓછું તો નહિ થાય.'

ઉમાતારા વળી નવાઈ પામી બોલી : 'એ શું કહ્યું ! દોઢ કલાક લાગશે, એવું શું છે તે !'

અભય જરા હસીને બોલ્યો : 'હું ગંગાસ્નાન કરવા જાઉં છું. ઘણા દિવસથી નદીમાં નહાવા નથી મળ્યું. રસ્તામાં નિયમ બિયમ કંઈ પળાયા નથી — તેમાં પાછું રાત બધી જાગી શરીર સુસ્ત થઈ ગયું છે — નદીમાં નહાવાથી જરા તાજગી આવી જશે.'

ઉમાતારા હવે કંઈ બોલી નહિ, જરા હસી. તે આ ગરીબ છોકરાની રીતભાતથી વધુ ને વધુ આશ્ચર્ય પામતી રહી હતી. આ

ગંગાસ્નાનની વાત તથા થોડા વખત પહેલાંની આહારના વિવેકની વાત સાંભળીને તેના મનમાં જરા આંચકો લાગ્યો હતો. સાથે સાથે ગઈ રાતની સંધ્યા ઉપાસનાની વાત પણ તેને યાદ આવી ગઈ. તે કંઈ બોલી નહિ, માત્ર જરા હસી — એ હાસ્યની અંદર આ ગરીબ છોકરાની તરફનો તેનો કેટલો યે સ્નેહ અને વિસ્મય છુપાઈ રહ્યો.

એટલામાં મલ્લિકા છોકરાને ખોળામાં લઈ ઓરડામાં આવી પહોંચી. અભયને જોઈ તે પહેલાં તો જરા ચમકીને ઊભી. પછી, પોતાની મામીને બોલાવી બોલી: 'નાની મામી મા, તમે જરા બાબાને લોને, દાસી કપડાં ધુએ છે.'

ઉમાતારા બોલી: 'ને તું શું કરે છે!'

મલ્લિકા ખચકાતી બોલી: 'હું વિધુમાસીની ગાડીમાં જરા ફરવા જાઉં છું.'

આમ કહી જરા થોભી, તેણે પૂછ્યું: 'જાઉં, મામીમા?'

ઉમાતારા આંખો ફાડી બોલી: 'કેમ, વિધુ ક્યાં જાય છે તે! મને તો કંઈ ખબર નથી.!'

મલ્લિકા બોલી: 'કેમ, તમને તો એ કહેવા આવી હતી, અંદર આવવાની હિંમત નહિ ચાલી હોય એમ લાગે છે!'

ઉમાતારા બોલી: 'એ ભલે, પણ જાઓ છો ક્યાં?'

મલ્લિકા બોલી: 'કહેતી હતી કે આજે કોણ જાણે, કોઈ એવો યોગ છે એટલે ગંગાસ્નાન કરવા જવાનું છે. મોટા મામાએ કહ્યું હતું. ગાડી ક્યારની આવી ગઈ હશે.'

ઉમાતારા ગંભીર બની બોલી: 'સાથે કોણ આવે છે?'

મલ્લિકા જરાક અચકાઈને ધીરે ધીરે બોલી: 'જગદીશભાઈ!'

ઉમાતારા બોલી: 'જગદીશ હજી અહીં છે? એ ક્યાં છે?'

મલ્લિકા બોલી: 'મોટી મામીના ઓરડામાં.'

આમ કહી આજીજીના સ્વરે તેણે ફરી પૂછ્યું: 'જાઉં ને નાની મા!'

ઉમાતારા ગંભીર કંઠે બોલી: 'તો જાઓ.'

અભય અત્યાર સુધી ઊભો જ હતો, હવે તક જોઈ બોલ્યો: 'તો હું પણ જાઉં હવે!'

ઉમાતારા બોલી: 'ગાડી તો જાય છે, સૌની સાથે જ જાઓ ને!'

અભય બોલ્યો: 'ના, ચાલતો જ જઈશ. કોઈની સાથે જવામાં મને ફાવતું નથી.'

મલ્લિકાને થયું કે અભય પણ ગંગાસ્નાન કરવા જતા લાગે છે. પરંતુ કંઈ પૂછવાની હિંમત ચાલી નહિ. તે માત્ર મામીના સામું જોઈ બોલી: 'હું નહાઈ આવું, નાની મા!'

ઉમાતારા બોલી: 'ગંગામાં નહાવાની ખૂબ ચટપટી લાગે છે. તમે બધાં યે એકદમ હિંદુ બની ગયાં કે શું!'

આમ બોલી નાખ્યા પછી તેને થયું કે ભૂલ થઈ.

ખરેખર ભૂલ થઈ હતી કારણકે અભયના મનમાં આ શબ્દો જરા જુદી જ રીતે અટક્યા. 'હું હવે મોડું નહિ કરી શકું' કહી તે જવાબની બિલકુલ રાહ જોયા વગર બહાર નીકળી ગયો.

: ૫ :

આ વસુ કુટુંબનો કંઈક ઈતિહાસ છે. એ લોકો મૂળ ચન્દનનગરના રહેવાસી હતા. શરૂઆતમાં જ્યારે રાજા રામમોહન રાયે તે વખતના પ્રચલિત હિંદુ ધર્મના તમામ કુસંસ્કારનાં ઝાડવાં સાફ કરવા માટે, ઉપનિષદ્-ધર્મનાં મૂળતત્ત્વોનો આશ્રય લઈ બ્રાહ્મણધર્મ ઉત્પન્ન કર્યો, ત્યારે એક પ્રકારના માણસો તેમના આશ્રયે આવી ઊભા હતા ! ચાલતા આચાર વિચાર, પૂજા આશ્રય, ખાદ્યા-ખાદ્ય વિવેક વગેરે સામાજિક રીતરિવાજને તીલાંજલિ આપી એ લોકોએ ઉપનિષદ્‌માં લખેલા ધર્મમંત્રોના આદર્શની સાથે પ્રાશ્ચાત્ય સભ્યતાનો મેળ મેળવી, જે — ગીની-સોનાની આયાત કરી, તેનું ચલણ તે વખતના સંજોગાનુસાર સમાજની બજારમાં શરૂ શરૂમાં તો ખૂબ જોરથી ચાલ્યું. આ ચલણી નાણાંના લોભથી, કોઈ કોઈએ પોતાના ઘરનું સાચું સો ટચનું સોનું ગળાવી ગીની-સોનું લઈ લીધું. અને સારા ખોટાનો વિચાર કર્યા વગર તે વડે જ તેમણે પોતપોતાના કુટુંબની તિજોરીઓ ભરવા માંડી.

આ વસુ વંશનો પણ એક વડવો કલકત્તા આવ્યો હતો, અને

પિતાનો સંપૂર્ણ વિરોધ છતાં આ નવા ચાલેલા બ્રાહ્મણધર્મ તરફ ખૂબ ઢળી ગયો હતો, પરંતુ થોડા જ વખતમાં, ખૂબ જરૂરી, અનિવાર્ય એવા ખરચને પહોંચી વળવાનું અશક્ય બનવાથી, તે આ નવો માર્ગ છોડી દેશમાં પાછો આવ્યો હતો અને પિતાની માફી માગી ફરીને તેણે જૂનો માર્ગ ગ્રહણ કર્યો હતો.

પાછળથી પિતાનું મૃત્યુ થતાં, ખૂબ ધનસંપત્તિ હાથમાં આવતાં, ફરીને તે કલકત્તા પાછો આવ્યો અને પૂજાપર્વ, આચારવિચાર વગેરે હિંદુધર્મના નિષ્ઠાનિયમોના વિચારબંધનનો ત્યાગ કર્યો, તથા નિયમિત સમાજ–ગમન તથા ધ્યાનધારણા વગેરે બ્રાહ્મણધર્મના નિયમોનો પણ ત્યાગ કરી, બ્રાહ્મ અને હિંદુ બંને ધર્મમાર્ગનો વચલો રસ્તો તેણે પકડી લીધો.

એ વખતથી વસુ કુટુંબ શહેરનું વાસી બન્યું છે. કૌટુંબિક આચારપદ્ધતિમાં પણ તે દિવસથી એક નિયમ ચાલ્યો આવે છે. તેઓ બ્રાહ્મપંથી છતાં બ્રાહ્મ નથી, હિંદુઓના સંસ્કારનો ત્યાગ કર્યો છે છતાં હિંદુવિરાગી નથી — આમ બે હોડીઓમાં પગ રાખી એ ત્રણ પેઢીઓ આજલગીમાં પૂરી થઈ ગઈ હતી. પંથ કે મત બદલવાની જરૂર હજી લગી પડી નહોતી, હિંદુઓના ક્રિયાકાંડ કેટલાક લુપ્ત થઈ ગયા છે, કેટલાક વળી ચાલુ પણ છે, પૂજા વગેરે બંધ છે, ખાદ્યાખાદ્ય વિવેક નથી કહીએ તો ચાલે. છતાં સ્ત્રીશિક્ષણ અને સ્વાધીનતા પણ એટલામાં દેખાતાં નથી.

વિપિન અને લલિત બંને ભાઈઓ પ્રૌઢ વયના છે. પિતામાતા ક્યારનાં પરલોક સિધાવ્યાં છે. એટલે બંને સ્વતંત્ર છે. એકંદરે ઉપર કહેલા માર્ગના અનુયાયી હોવા છતાં યે, એ બંનેમાં મોટાભાઈ જરા રક્ષણશીલ છે, અને નાનાભાઈ લલિતચંદ્ર ધાર્યા કરતાં વધારે ઉદારપંથી છે. પરંતુ એનો અર્થ એ નથી કે અંતઃપુરની પ્રથા કોઈને ગમતી નથી. બંને ભેગા રહે છે. લલિતચંદ્રના ઘરમાં જો કે

સ્રીપુરુષો ભેગા ચા પીવા ટેબલ આગળ બેસતા નથી, તો પણ ખાદ્યાખાદ્ય કે સ્પર્શદોષ જેવું પણ કંઈ નથી. મોટાં ભાઈભાંડુઓની સાથે અંતઃપુરવાસિનીઓને છૂટથી હળવામળવાની મનાઈ પણ નથી, છતાં ઘનિષ્ટતા મર્યાદિત પ્રમાણમાં છે એટલું જ.

આજે અભય આવીને એકદમ અંતઃપુરની મર્યાદા ઉલ્લંઘન કરી બેઠો, તેમાં વિપિનચંદ્રને કહેવાનું કંઈ નહોતું, છતાં એ વાત એને બહુ ગમી પણ નહોતી, પરંતુ જગદીશ એનો વિચાર કરવા બેસી ગયો. ધંધાને અંગે ઘણી વખત નાના ભાઈને જ બહારગામ જવું પડતું! આ વખતે પણ ત્રણ અઠવાડિયાં સિરાજસાહી રહીને તેઓ પાછા આવતા હતા. એટલે આ પરિચય વધી વધીને એકવીસ દિવસથી વધારેનો તો નથી, એવું એણે ચોક્કસ અનુમાન કર્યું.

પરંતુ આ ત્રણ અઠવાડિયાંનો સામાન્ય પરિચય કેવી રીતે આટલી બધી ઘનિષ્ટતામાં પરિણમ્યો, એ, બહુ વિચાર કરવા છતાંયે એને ચોક્કસ સમજાયું નહિ. ઊલટું, એની સાથે સાથે એવી આડી-અવળી વાતો એના મનમાં આવવા લાગી, કે એની કલ્પના કરવી પણ બિલકુલ સુખકર નથી.

થોડા દિવસથી મોટી માસીએ વાતવાતમાં કંઈ ઈશારો કરવાથી આ ઘર તરફ એના મનમાં એક નવી જ મમતાનું ચિત્ર ખડું થઈ ગયું હતું. એ ચિત્ર, જાણે આજે ઓચિંતું સંદેહનાં વાદળથી ઢંકાઈ ગયું. જે ઈશારો તેને મળ્યો હતો, તે એકલી મોટી માસીએ જ નહોતો કર્યો, પણ લલિતચંદ્ર અને એની પત્નીનું પણ એવું જ વલણ હતું. મલ્લિકાને એ અજાણ્યું નહોતું, અને એ આશા એની નજરે બિલકુલ જ દુરાશા નહોતી, એ વાતની મલ્લિકાના મોં સામે જોતાં જ ખબર પડી જતી હતી. જોકે તે એની સાથે પહેલાંની પેઠે સંકોચ વગર વ્યવહાર કરતાં જરા અચકાતી હતી,

તો પણ એ સંકોચ અને શરમની પાછળ, પાંદડાંમાં ઢંકાયેલા પુષ્પની પેઠે મલ્લિકાનાં લાવણ્ય અને સુગંધ જગદીશને અધિક ને અધિક આકર્ષણ કરી રહ્યાં હતાં.

કંજૂસ માણસ જેવી રીતે પોતાના છૂપા ધનને એકલો એકલો જોયા કરે, સાધારણ લોકોની કુતૂહલભરી દૃષ્ટિથી દૂર રાખીને એકાંતમાં જેવી રીતે તે પોતાની વહાલી વસ્તુને, માત્ર એકલો એકલો જુએ, સંભાળે, સ્પર્શ કરે, ને અનેક પ્રકારે માલિકીના ગર્વથી સંતોષ અનુભવે, પારકો જોઈ જશે એવો જરાક પણ સંભવ જણાતાં એ જેમ વગર કારણે એકદમ વિચલિત બની જાય, કંઈક તેવી દશા અભયના આગમનથી, જગદીશની થઈ. જાણે કે તેના ખૂબ વહાલા અંતઃપુરના બાગમાં કોઈ બહારનું માણસ આવી વગર અધિકારે પેસી ગયું છે! પરંતુ કોણે એ માણસને આ અધિકાર આપ્યો? નાની માસી જ તો, બીજું કોણ? નાની માસીનો ટેકો ન મળ્યો હોત તો એ આમ ધનિષ્ઠ ભાવે અંદર પ્રવેશવાની હિંમત કરે કેમ કરીને!

જેમ જેમ જગદીશ વિચાર કરવા લાગ્યો, તેમ તેમ ઉમાતારાની તરફ તેની રીસ વધતી જવા લાગી. તેથી તે રોજની પેઠે આજે ઉમાતારાના ઓરડામાં આવ્યો જ નહિ. વળી ત્યાં અભય બેઠેલો હતો એ પણ કારણ હતું! પરંતુ વખતસર આ માણસને બહાર કાઢી મૂકવામાં નહિ આવે તો, આ થોડા વખતમાં જેની આટલી ધનિષ્ઠતા થઈ ગઈ, તે એક દિવસ ક્યાં જઈને ઊભી રહેશે, તેનો તે અનેક દૃષ્ટિએ વિચાર કરી મનમાં મનમાં પોતાના પર ગુસ્સે થવા લાગ્યો.

એટલે જોકે તે માત્ર કલાકેક પહેલાં જ ગંગાસ્નાન કરીને પાછો આવતાં અહીં આવ્યો હતો, છતાં પણ, આવા બધા વિચારોથી

એનું મન એવું ચિંતાકુલ અને અસહિષ્ણુ બની ગયું કે ફરીથી કપડાં બદલી એ ચાંપાતલાવાળા ઘેર જવા એ નીકળી પડ્યો. ઘરમાં પેસતાં જ જોયું તે બહાર કંઈ પણ અવાજ સંભળાતો નથી, પરંતુ અંદરથી હાસ્યાલાપનો અવાજ સંભળાઈ રહ્યો છે. તેને એક વખત થયું કે પાછો જતો રહું. પણ વળી વિચાર કર્યો કે આવ્યો જ છું તો, પૂરું સમજ્યા વગર નહિ જાઉં.

ધીમે ધીમે તેણે ઉમાતારાના ઓરડામાં પ્રવેશ કર્યો. જોયું તો ત્યાં જાણે ખરેખરી મજલિસ જામી હતી. મલ્લિકા સિવાય સૌ ત્યાં હાજર હતાં. લલિતચંદ્ર હમણાં જ આવી પહોંચ્યા હતા. હજી નહાવા ધોવાનું કે ભોજનનું કામ બાકી હતું. એમની જ ઉમાતારા મજાક કરી રહી હતી. વાતનો વિષય પદ્માને કિનારે ખાવાના લોભે મોડું કર્યું એ હતો.

જગદીશને જોતાં જ ઉમાતારા બોલી: ‘ વારુ, તું જ કહે તો જગદીશ, કોઈ માણસ બૈરી છોકરાંને પડતાં મૂકી ગાડી ઊપડવાને વખતે મિજબાની જમવા જાય ખરું ? ’

જગદીશ હસતે મોઢે બોલ્યો: ‘ માસા રહી ગયા એની વાત ચાલતી લાગે છે ! પણ મિજબાનીનું નિમંત્રણ ક્યાંથી મળેલું એ તો વાત કરી નહિ ! ’

લલિતચંદ્ર એકદમ બોલ્યા: ‘ તને કદાચ બધી વાતની ખબર નહિ હોય. બધું સાંભળીશ તો તને લાગશે કે મારો કંઈ જ વાંક નહોતો. વાંક બધો આ અભયનો હતો ! ’

અભયનું નામ નીકળવાથી જગદીશે આગળ કંઈ પૂછ્યું નહિ. માત્ર બોલ્યો: ‘ મને બધી વાતની ખબર નથી ! ’

અભય બોલ્યો : 'કોઈનો કશો વાંક નથી, વાંક બધો લલિત ભાઈના એ ઘડિયાળનો છે! ઘડિયાળ કાળનું ચક્ર કહેવાય ખરું ને, અને કાળનું ચક્ર એટલે માણસનું નસીબ!'

ઉમાતારા બોલી : 'ખરી વાત! અમને તો એવી ચિંતા થતી હતી! આવા બેદરકાર માણસ! ઓહ! હું તો હવે ક્યાંયે જવાની નથી, એમની સાથે. એ તો સારૂં થયું કે અભય દિયરજી સાથે હતા, નહિ તો શી ખબર શું થાત! અત્યારે એ યાદ આવે છે ને મારી તો છાતીમાં કંઈકંઈ થઈ જાય છે!'

લલિત વચમાં જ બોલ્યો : 'અરે, અભય ન હોત તો આવી દુર્ઘટના બનત જ શાની! હું જાત જ ખરો કે!'

જવાબમાં ઉમાતારા માત્ર હસી પડી, બોલી : 'ખરેખર, અભય દિયરજી, તમે ન હોત તો, શું થાત કહો જોઉં!'

અભય બોલ્યો : 'હવે જવા દો એ વાત, તમારે લલિત ભાઈને નહાવા ખાવા યે દેવું છે કે નહિ! સાંજ તો પડવા આવી. મને તો ભૂખ એવી લાગી ગઈ છે!'

અભય જવાબ દે તે પહેલાં જ ઉમાતારા બોલી : 'અભય તમારી સાથે જમવા નહિ બેસે — તમારું એ બધું વટલેલું ખાણું એ નહિ ખાય.'

એટલામાં મલ્લિકા આવીને બોલી : 'નાની મા, એમની થાળી અહીંયાં લાવવાની છે? દિદિએ મને પૂછવા મોકલી છે.'

અભય ગભરાઈને બોલ્યો : 'ના, ના, વળી અહીં લાવવાની કેવી? હું જ આવું છું.'

લલિતચંદ્ર બોલ્યો : 'એ જ ઠીક છે, તો તું એટલામાં ખાઈ લે — હું નહાઈને આવું છું.'

આમ કહી એ જતો રહ્યો.

મલ્લિકા હવે અભયની સામે જોઈ બોલી: 'તો હું ભાત પીરસાવું!'

અભય સંકોચપૂર્વક બોલ્યો: 'હા, હા, હું હમણાં જ આવું છું.'

જગદીશને થયું, જોયું આ ગામડાગામનું જંગલીપણું!— ખાવા વાસ્તે જાણે ગાંડો બની ગયો છે!'

ઉમાંતારા જરા શરમિંદી બની બોલી: 'ખરેખર, તમારે ખૂબ મોડું થઈ ગયું છે, દિયરજી! પાછી ગંગાસ્નાનની ધમાલ આવી પડી વચમાં! નદીએથી આવ્યા પછી એ રાંધવા પેઠી! તમે પાછા અમારા ઘરનું તો ખાઓ કરો નહિ, નહિ તો તમને ક્યારનું યે ખવડાવી દીધું હોત, ભાઈ!'

આ વખતે મલ્લિકા આવીને બોલી: 'ચાલો, થાળી કાઢી છે.'

અભય જગદીશની સામે જોઈબોલ્યો: 'તો તમે જરા બેસજો.'

ઉમાતારાએ મલ્લિકાને કહ્યું: 'અરે, વિધુને જરા કહેજે કે દિયરજીની થાળી પર જરા નજર રાખે. શરમાઈને બેસી ના રહે. અભય આપણું ઘરનું માણસ છે. કંઈ પરાયું નથી.'

પછી તે પોતાના મનમાં જ બોલી: 'ખરેખર, એ ન હોત તો શી ખબર શું થાત!

જગદીશ મૃદુસ્વરે બોલ્યો: 'કેમ, મારા માસા શું એવા બાળક છે! તમે તે કેવી વાત કરો છો!'

અભય જતો હતો, ત્યાં ફરી ઉમાતારાએ કહ્યું: 'જુઓ, જોઈએ તે માગી લેજો, શરમાશો નહિ, ભાઈ!'

અભય હસીને બોલ્યો: 'શરમ હોત તો ને!'

ઉમાતારા બોલી : 'ના, ખરું કહું છું, હું જાતે ન આવી શકી એથી મનમાં આણશો નહિ. મારામાં તે પગ હલાવવાની યે ક્યાં તાકાત છે ! જુઓને આ પગ, કેવો ફૂલી ગયો છે ! અને હાય ! પીડા તો એવી થાય છે ! જગદીશ, પેલી માલીશની શીશી આપ તો ભાઈ ! જરા બેડી બેડી લગાવું — આ તે કંઈ શરીર છે ! — માત્ર કહેવાનું.'

જગદીશે શીશી આપતાં આપતાં કહ્યું : 'હું માલીશ કરી દઉં, માસીમા ?'

ઉમાતારા બોલી : 'શરીર તો એવું થયું છે ! ના, તારે કરવાની જરૂર નથી. હું જ ધીરે ધીરે કર્યા કરીશ. તું માત્ર બેઠો બેઠો જરા વાતો કર. કેવું શરીરે થયું છે — હવે તો નથી ખમાતું, બાપુ !'

અભય એટલામાં ઊમરો છોડી નિસરણી પર પહોંચી ગયો હતો.

મલ્લિકા બોલી : 'એ તરફ નહિ — આ તરફ.' કહી હસીને તે રસ્તો બતાવતી ચાલી. અભય ઊંધી જ દિશાએ જઈ રહ્યો હતો, તે પાછો ફરી બોલ્યો : 'આ તરફ મોટા ભાઈ રહેતા હશે !'

મલ્લિકા માત્ર બોલી : 'હા.'

આમ બોલી થોડી વારમાં તે વિધુના ઓરડા આગળ આવી પહોંચી, ચોતરફ જોતો જોતો અભય એની પાછળ ગયો.

: ૬ :

વિધુનું રસોડું ઘરની છેક પાછળના ભાગમાં હતું. સામે એક નાનું આગણું હતું. તેની એક તરફ પતરાના ડબામાં બે તુલસી અને મનસાના છોડ હતા. એક તરફ કેટલાક ફૂલછોડ હતા, ડમરો, ટગર, ગલગોટા વગેરે. આંગણાની બાજુમાં જ પરસાળ હતી, પરસાળ પર જ રસોડું હતું.

બારણા પાસે આવતાં જ મલ્લિકાએ સીધા અંદર પ્રવેશ કર્યો, અને વિધુના કાનમાં કંઈક વાત કરી એ પાછી આવી.

પરસાળમાં રસોડાના બારણાના ઉમરાની પાસે જ પાટલો ઢાળી જમવા બેસવાની સોઈ કરેલી હતી. અભય ત્યાં ઊભો રહી ગૃહવાસિનીને સંબોધીને બોલ્યો: 'તમે જમી લીધું કે? મને કોળિયો પ્રસાદ મળશે એ મેં પહેલેથી જ ભાભીને કહી દીધું છે!'

અઢારેક વરસની એક દુબળી વિધવા બાઈએ સરસ રીતે ગોઠવેલી અન્નની થાળી લઈ કાળજીપૂર્વક તેની સામે મૂકી દીધી, અને ડાબો હાથ પીઠ પાછળ લઈ માથાનો અડધો ઘૂમટો વધારે

નીચે ઊતારતી ઊતારતી મૃદુ સ્વરે બોલી : 'બહુ મોડું થઈ ગયું આજે તમને.'

આચારવિચારવાળી હોવા છતાં આ ઘરની સોબતના પ્રતાપે તેના પૂર્વ સંસ્કાર ઘણા શિથિલ થઈ ગયા હતા. — આમ ઘરનાંને તે ઘણી વાર કહેતી.

અભય પ્યાલામાં હાથ ધોતો ધોતો મોં નીચું જ રાખી બોલ્યો : 'તો તો તમે હજી જમ્યાં નથી એ વાત ચોક્કસ. તમારે તો હજી યે મોડું થવાનું. આ ભારે અન્યાય — આવું જાણતો હોત તો ભાભીની વાત હું કોઈ રીતે માનત નહિ, છાત્રાલયમાં જ જતો રહેત.'

વિધુ પહેલાંની પેઠે મંદ સ્વરે બોલી : 'તો તો મારા એકલાને માટે રાંધવાનું રહેત — એ તો આના કરતાં યે મોડું થાત. તમારો ભાત ઠરી ગયો ને!'

અભય થાળી આગળ બેસી, આંખો બંધ કરી જરા સ્થિર બેસી, શી ખબર શું બોલી ગયો, પછી ઘી લઈ ભાત ચોળતો ચોળતો બોલ્યો : 'આવું બધું રાંધવાની શી જરૂર હતી?'

વિધુ ધીમેથી પ્રત્યુત્તર વાળતી બોલી : 'એવું શું રાંધી નાખ્યું છે તે!'

મલ્લિકા પણ એમાં સૂર પુરાવતી બોલી : 'કશું યે વધારે તો કર્યું નથી! દિદિને તો રોજ આટલું રાંધવું પડે છે. આ રસોડાનું અન્ન બહાર પણ જાય છે તો!'

એવામાં લલિતચંદ્રે ઉપરથી બૂમ મારી : 'મલિ? જરા સાણુ લઈ આવ તો ઘરમાંથી.'

મલ્લિકા વિધુને બોલી : 'જુઓ દિદિ, નાની મા એ ફરી ફરીને યાદ કર્યા કરે છે, કાલે આમણે રસ્તામાં એવી સરસ માછલીની દાળ બનાવી હતી. ખરું કહું છું!'

એટલામાં ફરીને ઉપરથી બૂમ સંભળાઈ, મલ્લિકા પણ એ સાંભળી ચાલી ગઈ.

અભય વાટકીમાંથી શાક કાઢતો કાઢતો બોલ્યો : 'ખૂબ સરસ થયું છે આ.'

વિધુ સંકોચ પામી બોલી : 'બગડી ગયું લાગે છે! એટલે જ કાલનો પોતાનો યશ બીજાને માથે ઓઢાડવાનું કરો છો!'

અભય ઉત્સાહમાં આવી તેનો બચાવ કરતાં બોલ્યો: 'ખરું કરું છું, સૂપ બહુ સરસ થયો છે. તમે આપણા દેશની રસોઈ કરતાં ક્યારે શીખ્યાં, કહેશો?'

વિધુ આ પ્રશ્નનો તરત કંઈ જવાબ દઈ શકી નહિ. ખરેખર રસોઈ આ તરફની નહોતી. સસરાને ઘેરથી એ શીખી લાવી હતી, એ વાત એકાએક યાદ આવી જવાથી તે કંઈક વિચારમાં પડી ગઈ.

અભયે પણ કંઈ જવાબ ન મળવાથી એકાએક મોં ઊંચું કરી જોયું, તો બંનેની આંખો મળી. એ મોં જોઈ અભય નવાઈ પામી ગયો, તેના હાથનો કોળિયો, બેધ્યાનપણાને લીધે પડી ગયો.

આ શું!

આ મોં તો પહેલાં ક્યાંક જોયું છે! આ આંખ તો એની જાણીતી છે!

લાંબો ટૂંકો વિચાર કર્યા વગર તેણે એકદમ પૂછી નાખ્યું: 'તમે શું કોઈ વખત સિરાજસાહીમાં રહેતાં હતાં?'

બોલી તો નાખ્યું પણ પછી તે ભોંઠો પડી ગયો. આ અભાગિનીના નસીબનો વૃત્તાંત થોડીવાર પહેલાં જ એણે ભાભીની પાસેથી સાંભળ્યો હતો, તે અક્ષરે અક્ષર તેને યાદ આવી જતાં તેને શરમથી નીચું જોવા જેવું લાગ્યું. તેને થયું: હું ક્યાં આવું પૂછી

બેઠો ! આવું પૂછીને જરૂર મેં એને દુઃખ દીધું છે! સ્વાભાવિક ભોંઠામણના ભાવથી તેણે ભૂલ સુધારી લેવા ફરીથી મોં ઊંચું કરી જોયું તો વિધુ ક્યારનીયે મૂંગી મૂંગી ત્યાંથી ઊઠી ગઈ હતી.

વિધુ વાટકામાં આમચું લઈને આવી; થાળીમાં તે પીરસવા જતાં તેણે જોયું તો અભયે તે પછી બિલકુલ ખાધું નહોતું! વિધુને જોઈ તેણે ઝટપટ થોડોક ભાત ચોળી, વાટકીમાંની દાળ એમાં રેડી દીધી.

અજાણે અભયે જે દુઃખ દીધું તેનો સંકોચ છોડાવવા વિધુ પોતે જ બળપૂર્વક બોલી: 'મારી સાસરી સિરાજસાહીમાં જ હતી. ચંડીતલા તો ખબર છે ને? ત્યાં.'

અભય થાળીમાંથી મોં ઊંચું કર્યા વગર જ બોલ્યો: 'ચંડીતલા હું જાણું છું.' વાત શરૂ થઈ એટલે તે દબાવી દેવાનો પ્રયત્ન તેણે કર્યો નહિ. તે બોલ્યો: 'ચંડીતલામાં મારો એક મિત્ર રહે છે. હું બે ત્રણ વાર એને ત્યાં ગયો છું. ત્યાં એક વખત હું એક લગનમાં હાજર હતો.'

આ પછી વિધુ આગળ કંઈ જ બોલી નહિ.

એટલામાં મલ્લિકા આવી પહોંચી બોલી: 'રે, તમે તો કંઈ ખાતા નથીને!'

અભય બોલ્યો: 'હવે કેટલું ખાઉં? શાક ખાઈખાઈને જ મારું પેટ ભરાઈ ગયું છે.'

આમ કહી દૂધની વાટકી થાળીમાં મૂકી દીધી અને ઉત્સાહથી તે લગભગ ખાલી કરી નાખી.

વિધુએ પૂછ્યું: 'જરા લાવું?'

અભય બોલ્યો: 'ના, —' અને એકદમ કોગળા કરી તે ઊભો થઈ ગયો.

મલ્લિકા જરા નવાઈ પામી. તેણે ધ્યાનપૂર્વક જોયું હતું કે પોતે આવી તે પહેલાં અભય માત્ર થાળીમાં હાથ ફેરવ્યા કરતો હતો. ઓચિંતાના પોતે ટોકવાથી ખાવાની વાત તેને યાદ આવી ગઈ હતી અને એકદમ તે દૂધ ખાઈ ઊભો થઈ ગયો હતો.

તેણે વિધુની સામે નજર કરી જોયું તો તેનાં આંખમાં પણ જાણે ભારે ભારે લાગતાં હતાં!

અભય ઊઠીને મલ્લિકાની સામે જોઈ બોલ્યો: 'પાન તો ભાભીના ઘરમાં હશે!'

મલ્લિકા પાન લાવતાં ભૂલી ગઈ હતી. તે ટૂંકમાં બોલી: 'હા.'

અભયે પૂછ્યું: 'લલિતભાઈ ક્યાં છે?'

મલ્લિકા બોલી: 'તેઓ જમવા ગયા છે.'

અભય જતાં પહેલાં વિધુની સામે જોઈ તેને નમસ્કાર કરી સ્નેહાળ કંઠે બોલ્યો: 'તમને આજે મેં બહુ તકલીફ આપી છે — મને નથી લાગતું કે તમે એ ભૂલી જાઓ.'

વિધુ ધીમે ધીમે કંઈ બોલી, શું બોલી તે સમજાયું નહિ. પરંતુ બીજી જ ક્ષણે એક અતિ ક્ષુદ્ર નિઃશ્વાસ દબાવી લઈ તે ધીરે ધીરે રસોડામાં જઈને બેઠી.

જતાં જતાં અભયે મલ્લિકાની સામે જોઈ પૂછ્યું: 'ભાભીના ઓરડામાં કોણ કોણ છે? ખબર છે?'

મલ્લિકા બોલી: 'ત્યાં નાની મા અને જગદીશભાઈ છે; બીજું કોઈ નથી.' પ્રયત્ન કરવા છતાં પણ જગદીશનું નામ તે સહજ

સ્વાભાવિક ભાવે ઉચ્ચારી શકી નહિ, એ માટે તેને પોતાની જ ઉપર ક્રોધ ચઢ્યો.

ઉમાતારાના ઓરડામાં પ્રવેશ કરી અભય બોલ્યો : 'ભાભી, ખરેખર મહાભોજનની તૈયારીઓ કરાવી હતી ને કંઈ!'

ઉમાતારા તે વખતે પણ માલીશ કરતી હતી. તે જોઈ અભય બોલ્યો : 'હવે વધારે તમને હેરાન નહિ કરું,—હવે હું જાઉં છું. લલિતભાઈ જમવા ગયા છે, એમને જરા મળતો જઈશ.'

ઉમાતારા બોલી : 'ઓ મા ! એટલામાં જવાનું વળી કેવું! સાંજ તો પડવા દો, પછી જજો. તમારી હોસ્ટેલ કંઈ નાસી નથી જતી.'

જગદીશે હવે ભદ્રતા બતાવી પુછ્યું : 'હાં, અભય બાબુ, તમારી હોસ્ટેલ ક્યાં આવી ?'

અભય પોતાની ઉજ્જ્વળ આંખો ઉઘાડી બોલ્યો : 'આ પાસે જ છે. ગિરિદત્તની ગલીમાં. તમે ક્યાં રહો છો ?'

જગદીશે ટૂંકો ઉત્તર દીધો : 'હિંદુ હોસ્ટેલમાં.'

આ વખતે લલિતચંદ્રે ઓરડામાં પ્રવેશ કર્યો અને અભયને જોઈ પૂછ્યું : 'કેમ રે અભય, બરાબર જમ્યો ને ! હું તો પાસે ન બેસી શક્યો, અને આ પણ પથારીવશ રહી.'

ઉમાતારા અસ્વસ્થ ભાવે બોલી : 'મને શું થયું છે એની તમને કેમ સમજ પડે !'

'શું થયું વળી તને !' કહી લલિતચંદ્ર હસ્યો.

જગદીશ બોલ્યો : 'ના, ખરી વાત છે, માસીમાનો પગ ફૂલી ગયો છે. માથું પણ કહે છે ખૂબ દુખે છે.'

ઉમાતારા રીસભર્યા અવાજે બોલી: 'ના, મને તે કદી કંઈ થાય છે! હું તો લોઢાની!'

એવામાં બાબાને ખોળામાં લઈ મલ્લિકાએ ઓરડામાં પ્રવેશ કર્યો અને ઉમાતારાની પાસે જઈ કહ્યું: 'જુઓ નાની મા! છોકરાનું શરીર જુઓ. મને તો ગરમ ગરમ લાગે છે. હમણાં એક વખત ઊલટી થઈ ગઈ, તાવ તો નથી આવતો!'

'આવે તો એમાં નવાઈ નથી!' કહી ઉમાતારાએ ઝટપટ છોકરાને ખોળામાં લીધો. પછી શરીરે હાથ મૂકી બોલી: 'ઓ મા! ખૂબ તાવ આવ્યો લાગે છે. ઓછું વીત્યું છે તે રસ્તામાં! ના, મારાથી તો આ નથી સહન થતું બાપુ!'

એ બોલતી હતી, ત્યાં બાબાએ ફરી દૂધ ઓકયું.

લલિતચંદ્ર બીકણ માણસ હતા. તે બોલ્યા: 'દાક્તરને બોલાવવા મોકલું છું.'

અભય પોતાની હમેશની હિંમત પ્રમાણે જોરથી બોલ્યો: 'તમે ગભરાશો નહિ, લાવો મારા ખોળામાં.' આમ કહી તેણે ઉમાતારાના ખોળામાંથી છોકરાને લઈ તેની નાડી તપાસી કહ્યું: 'અરે, કશું નથી. રસ્તામાં જરા ઠંડી લાગી ગઈ હશે, એટલે જરા તાવ લાગે છે. એમાં તે એવું શું ગભરાવાનું છે!'

કહી પાણીમાં હાથ બોળી ભીના હાથે છોકરાનું કપાળ લૂછી નાખી પંખો ઉપાડી લઈ તેને ધીરે ધીરે પવન નાખવા માંડયો. છોકરો પણ આરામ મળતાં એના જ ખોળામાં ઊંઘી ગયો.

જગદીશ બોલ્યો: 'તો પણ દાક્તર બોલાવવો સારો,'

લલિત બોલ્યો: 'અભય કહે છે, થોડી વાર રહી જુઓને.'

થોડી વાર પછી ધીરે ધીરે છોકરાને ખોળામાંથી બિછાનામાં સુવાડી દઈ અભયે ઉમાતારાને કહ્યું: 'રસ્તાની હાડમારીઓથી, કદાચ પેલા દિવસના વાવંટોળ ને વરસાદની હવા લાગવાથી જરા તાવ આવી ગયો છે, ઊતરી જશે. તમે એની કાંઈ ચિંતા કરશો નહિ.'

આમ કહી જવા માટે તેણે જોડા પહેરવા માંડ્યા.

ઉમાતારા બોલી: 'તમે જાઓ છો શું, ખરેખર?'

અભય બોલ્યો: 'હવે જાઉં, કાલે વળી આવી ખબર કાઢી જઈશ.'

લલિત અને જગદીશ તે પહેલાંના બહાર નીકળી ગયા હતા.

ઘરમાં ઉમાતારા, અભય અને મલ્લિકા એકલાં જ હતાં. મલ્લિકા ત્યારની ઊભી ઊભી અભયની સામે જોઈ તેની આત્મ-વિશ્વાસથી ભરેલી તેજસ્વી મુખશોભા અને સેવા–તત્પરતા જોઈ રહી હતી.

ઉમાતારા અભયના જવાથી ખરેખર જ ઉત્સાહભંગ થઈ બોલી: 'ફરી ફરી જવાનું કહો છો એટલે હવે શું કહું, કહો, પરંતુ તમને જવા દેવાનું જરાયે મન થતું નથી, દિયરજી. આ થોડા દિવસમાં તો તમે અમારું કેટલું કામ કર્યું છે! તે જાઓ, પણ રોજ તમારા સમાચાર મળવા જોઈએ, નહિ તો મને બહુ દુઃખ થશે. હૉસ્ટેલમાં તો એકલા રહેવાનું, કદી કંઈ પણ અગવડ પડે તો તરત અહીં દોડી આવજો, સમજ્યા?'

કહી ઉમાતારા ગંભીર થઈ ગઈ.

મલ્લિકા ત્યાં જ જેમની તેમ ઊભી હતી, તેને પણ જાણે ગમતું નહોતું. તે કંઈ પણ બોલ્યા વગર માત્ર ઊભી જ રહી. તેને થયું, નાની મા ખરું જ કહે છે, બે દિવસમાં માણસ માણસને કેવો બનાવી દે છે!

આ પછી અભયનો નિસરણી ઉતરવાનો અવાજ, એક બે ત્રણ એમ કાનમાં સંભળાવા લાગ્યો, અને ધીમે ધીમે એ દૂર દૂર ચાલ્યો ગયો.

અભય ચાલ્યો ગયા પછી, નિઃશ્વાસ નાખી ઉમાતારા બોલી: ' આહ ! કેવો છોકરો છે આ અભય ! દેખાવે તદ્દન સાધારણ માણુસ લાગે છે, પણ એના ગુણ જોયા હોય તો એનો જોટો ન જડે ! ત્રણ દિવસ પર એનો પહેલો મેળાપ થયો, એ તો હું કોઈ રીતે ભૂલી શકતી નથી. '

મલ્લિકા ધીરે ધીરે ઓરડામાંથી બહાર જતી રહી. તે બીજું શું કહે, પરંતુ દેખાવે સાધારણ માણુસ જેવો કહીને એની મામીએ અભયને વિષે ખૂબ સ્વાભાવિકપણે જે અભિપ્રાય પ્રગટ કર્યો, તેની સાથે તે પૂરેપૂરી એકમત થઈ શકી નહિ.

: ૭ :

બીજે દિવસે કૉલેજમાંથી આવ્યા પછી આરામ લીધા પછી અભય ચાંપાતલાના ખબર કાઢવા જવાનો વિચાર કરતો હતો, એવામાં એની હૉસ્ટેલની ભાંગેલી નિસરણી પર એકી સાથે અનેક માણસોના જોડાનો અવાજ સંભળાયો. ઝટપટ બારણા આગળ આવી ઊભા રહેતાં જ સેવાસમિતિના સ્વયંસેવકોએ તેને જોઈ કોલાહલ કરી મૂક્યો.

અતુલ બોલ્યો: 'ગમે તેમ, છેવટે તું આવ્યો તો ખરો. અમે ત્રણ દિવસથી તારી હૉસ્ટેલમાં આવ જા કરીએ છીએ, પણ બાણુ ને આ વખતે દેશમાંથી આવવાનું મન થતું નહોતું.'

નલિનાક્ષ જરા ઠોંસો મારી બોલ્યો: 'કેમ અભયદા, આ વખતે લગનબગન કરીને આવ્યા લાગો છો. અમને ખબર પણ ન આપ્યા!'

પુલિન રોફ કરી બોલ્યો: 'કેમ, આ વખતે કૉલેજ ન પડી? કૉલેજ ક્યારની ઊઘડી ગઈ છે! પેલે દિવસે બે દિવસ કૉલેજમાં ન જવાય કહીને અમારી સાથે પેલે ગામ આવ્યો નહિ!'

અભિમન્યુ ચક્રવ્યૂહમાં પડી આવી જ રીતે નાઇલાજ બની ગયો હતો ! બિચારો કઈ બાજુનો હુમલો સમાલે ? ખાટલા પર, બારી પર, પેટી પર — જેને જ્યાં ફાવ્યું ત્યાં સૌ બેસી ગયા હતા.

અભય અત્યાર સુધી — બેસો બેસો કરી બેસાડવા મથતો હતો, કંઈ બોલવાનો એને અવસર મળ્યો નહોતો.

અભિલાષ અત્યાર સુધી કંઈ બોલ્યો નહોતો. તેણે અભયની સામે ભવાં ચડાવી જોયું, પછી, સૌ સાંભળે તેમ જાડો અવાજ કાઢી બોલ્યો: 'જવા દો એ બધું. હવે કામની વાત કાઢો. તારા ગયા પછી —'

અતુલ એને પૂરું બોલવા દીધા વગર જ બોલ્યો: 'રાજભૂમના દુકાળની વાત તો તેં જરૂર છાપાંમાં વાંચી હશે. ત્યાં આપણી જે ટુકડી ગઈ છે, તે કાલે પાછી આવે છે. થાક પણ ખરો અને કૉલેજનો અભ્યાસ બગડે છે એ પણ ખરું, એટલે એ લોકો ત્યાં વધારે રહી શકે તેમ નથી. આજે જ રાત્રે બીજી ટુકડી મોકલવાની છે. ચાર જણ નક્કી થઈ ગયા છે, હવે એક જણ જોઈએ. તારે આ વખતે જવું પડશે — પરમ દિવસ, પેલે દિવસ, અને એ પછીનો દિવસ — ત્રણ દિવસ તો રજા જ છે. સાત દિવસનો ફેરો છે — બહુ બહુ તો ત્રણ દિવસનું ભણતર જાય — બોલ, શું કહે છે!'

અભય શૂરપૂરમાં સેવા કરવા જઈ શક્યો નહોતો, આ વખતે તેનાથી ના પડાય એવું નહોતું. તે બોલ્યો: 'ભલે, પણ —'

નલિનાક્ષ વચમાં જ બોલ્યો: 'હવે પણ બણ કાંઈ નહિ. સાંજ પછી અમે તને આવીને લઈ જશું. સાત દિવસ ત્યાં રહેશું, એમાં ત્રણ દિવસ તો રજાઓ જ છે. કામ પણ કેટલું સહેલું થઈ ગયું છે.'

પુલિન બોલ્યોઃ 'હા, જણસો પણ હવે પહેલાંના જેટલી મોકલવી પડતી નથી. દાખલા તરીકે, પહેલા અઠવાડિયામાં જેટલા ચોખા ગયા હતા, તેનાથી અડધાયે ગયા અઠવાડિયામાં ગયા નથી. અમે ખરચનો બંદોબસ્ત પણ ભેગાભેગી કરતા આવ્યા છીએ.'

નલિનાક્ષ બોલ્યોઃ 'રૂપિયા પણ કેટલાક ભેગા થઈ ગયા છે. ઓહ — શરૂઆતમાં તો કેવી મુસીબતમાં પડી ગયા હતા!'

અભિલાષ બોલ્યોઃ 'તું આવે છે, આવે છે જાણી તને અમે કાગળ પણ લખ્યો નહિ. અમે ધાર્યું કે ધમાલ તો છે જ — છોને થોડા દહાડા રહીને આવતો. આપણે બને એટલા દિવસ ચલાવીએ. જવા દો, આ વખતે એ તરફની કંઈ જોગવાઈ કરી શક્યો છે ખરો? રૂપિયા તો એ ચાલીસથી વધારે પછી આવ્યા નથી! વધારેની કંઈ જોગવાઈ કરી શક્યો છે?'

અભય બોલ્યોઃ 'ના. નવું કંઈ થઈ શક્યું નથી, ભાઈ! પણ એક સારા માણસની સાથે ઠીક ઠીક પરિચય થયો છે. એમની આર્થિક દશા પણ કંઈ ખરાબ નથી. એમની પાસેથી થોડુંક કામ કઢાવી શકાશે એમ લાગે છે.'

અભિલાષ બોલ્યોઃ 'સાંજ પડવા આવી. હવે તમે તૈયાર થઈ જાઓ. હું જરા ફરી આવું. હાં, જુઓ, એક દવાની પેટી તમારી સાથે મોકલીશ, તે તમે જઈને ત્રૈલોક્ય બાબુના હાથમાં આપજો, ને કહેજો કે કરકસર કરીને એ બે અઠવાડિયાં ચલાવવાની છે. હું બીજી મેળવવાની પેરવીમાં તો છું. પેટી લઈને હું આવું છું. એટલામાં તમારું ખાવા કરવાનું બધું પતાવી લો. હું આવીને તમને સ્ટેશને મૂકવા આવીશ.'

આ પછી સૌ પોતપોતાના સ્થાને ચાલ્યું ગયું. સૌએ અહીંયાં જ પાછા ભેગા થવાનું અને અહીંથી જ ઊપડવાનું ઠરાવ્યું હતું.

અભય પોતાની ટોળીના છોકરાઓનો ઉત્સાહ અને તત્પરતા જોઈ મુગ્ધ બની પળવાર શાંત બેસી રહ્યો. તેણે ધાર્યું કે મહિનોમાસ બેર જવાથી પોતે એવો પાછળ પડી ગયો છે કે એ લોકોની પાસેથી આજે એને કાર્યની વ્યવસ્થાની વાત સાંભળવી પડે છે. જે ખરેખરો કર્તવ્ય-પરાયણ માણસ છે તેનું આત્માભિમાન બીજાને કાર્યમાં ઉન્મત્ત બની ડૂબતો દેખી જાગી ઊઠે છે. અભયના મનમાં પણ એવું જ એક અભિમાન જાગી ઊઠ્યું. એના ધક્કાથી તેનો ચિત્તક્ષોભ એવો વધી ગયો કે એક મહિનાના કામથી પાછળ પડી જવાની ગ્લાનિનું વળતર થોડાક જ દિવસમાં વાળી લેવાનો તેણે મનમાં મનમાં એકદમ સંકલ્પ કરી નાખ્યો. બીજી ચિંતાઓ તો તેના આ સંકલ્પ-પ્રવાહમાં ક્યાંયે ખેંચાઈ ગઈ.

તે વખતે સાંજ પડવા આવી હતી. પણ દીવા સળગાવવાનો વખત હજી થયો નહોતો. છતાં ઓરડામાં અંધકારની છાયા પડતી હતી. એકદમ તે પથારીમાંથી ઊઠી ઊભો થયો અને પરસાળમાંથી રસોયા બ્રાહ્મણને ધમકાવી બોલ્યો: ‘ મારે આઠ વાગતામાં ભાત જોઈશે, ઠાકુર !’

ઠાકુરે ( રસોયાએ ) પોતાના રસોડાના બારણામાંથી ઉડિયા — બંગાળી ભાષામાં જવાબ દીધો: ‘ દાળભાત ચડાવી દીધા છે, દાસી બજારમાંથી આવતાં જ માછલીનો રસો કરી નાખીશ. ’

તો પણ અભયે બૂમ મારી કહ્યું: ‘ હવે દોઢેક કલાક બાકી છે, એટલામાં ઝટપટ બધું પતાવી નાખ. ’

આમ કહી તેણે બાકીના વખતમાં ચાંપાતલાના ઘરના ખબર કાઢી આવવાનો વિચાર કર્યો. ભાભીને તે કહીને આવ્યો હતો, નહિ

જાય તો એમને દુ:ખ થવાનું. વળી તેણે વિચાર કર્યો કે ત્યાં કદાચ મોડું થઈ જાય માટે જવું ઠીક નથી, પાછા આવ્યા પછી બધી વાત કરાશે. આમ વિચારી છેવટે તે શાંત થયો.

તેના મનના બોઇલિરમાં તે વખતે પૂરા પ્રમાણમાં સ્ટીમ (વરાળ) તૈયાર થઈ ગઈ હતી. ટ્રેનમાં નીકળી પડયા વગર તેને શાંતિ થવાની નહિ. કામ, કામ, કામ, પોતાનું કામ, પારકાનું કામ, ઘરનું કામ, દેશનું કામ! કામના આહ્વાનનું નિશાન જાણે કોઈ તેના મોં સામે હલાવી તેને એ જ પળે ઘરમાંથી બહાર નીકળી પડવાનો સંકેત કરી રહ્યું હતું!

આઠ વાગતાં જ મિત્રો એકે એક આવવા માંડયા અને સાડા આઠ વાગતાં સૌ બહાર નીકળી પડયા. ઉત્સાહની ઉત્તેજનાથી તેમનાં લલાટ ઉદ્દીપ્ત છે, ઉચ્છવાસથી તેમનાં ચિત્ત ઉન્મત્ત છે, ઉચ્ચ આદર્શના ઉદ્વેગથી તેમનાં પગલાં સુદ્ધાં અસ્થિર છે. સ્ટેશનને રસ્તે જતા માણસોએ આ ભગવાં લુગડાં પહેરેલા તેજસ્વી તરૂણોનાં મોં સામે નજર પડતાં જ તેમને રસ્તો કરી આપ્યો. રસ્તાની બાજુની દુકાનોવાળાઓ પણ તેમના જોરદાર પગલાંના અવાજથી ચકિત થઈ તેમની સામે માનપૂર્વક જોઈ રહ્યા.

ચાંપાતલાવાળા ઘેર ઉમાતારા માંદા છોકરાને ખોળામાં લઈ બેઠી હતી. સાંજ પડવા આવી, જોઈ તે વિચારમાં પડી ગઈ કે અભય હજી આવ્યો નહિ. ખબર કાઢી જવા ચોક્કસ આવી જઈશ એમ એ કહી ગયો હતો, છતાં કેમ ન આવ્યો; વખતે એ તો માંદો સાજો નહિ થયો હોય!

ઉમાતારાએ દરવાનને મોકલી એના ખબર કઢાવવાનો વિચાર કર્યો. ગિરિ દત્તની ગલી તેને યાદ હતી, પણ નંબર તો તેણે પૂછયો

કર્યો નહોતો! આ વખતે અભય આવે કે પહેલો જ નંબર પૂછી લઉં. છોકરાને શરદીનો સાધારણ તાવ હતો, ચિંતા જેવું કંઈ નહોતું, તો પણ એને થયું કે અભય આવી જાય તો હું નિશ્ચિંત થાઉં. ડાક્તર પણ એવું જ કહી ગયો છે, પરંતુ અભયના શબ્દોમાં કંઈક વિશેષ બળ રહેલું છે. તેના આશ્વાસનના શબ્દોમાં શ્રદ્ધા ભરેલી છે, તેના મોં સામે જોતાં જ જાણે હિંમત આવી જાય છે.

ઉમાતારા આમ કંઈ કંઈ વિચાર કરી રહી હતી, એવામાં લલિતચંદ્રે ઓરડામાં પ્રવેશ કર્યો. અને બહારનાં કપડાં કાઢતાં કાઢતાં પૂછ્યું: 'છોકરાને અત્યારે કેમ છે?'

ઉમાતારા બોલી: 'છે તેમ છે, હજી લગી તો તાવ વધ્યો નથી.'

'ગભરાવાનું કંઈ કારણ નથી.' કહી લલિતચંદ્રે પુત્રના શરીરે હાથ મૂકી તાવ જોયો, અને પછી તે પથારી પર જઈને પડ્યો.

ઉમાતારાએ પૂછ્યું: 'કઈ તરફ ગયા હતા આજે?'

લલિતચંદ્રે એ પ્રશ્નનો જવાબ દીધા વગર સામો પ્રશ્ન કર્યો: 'અભય આવ્યો હતો?'

ઉમાતારા બોલી: 'ના, એ તો આવ્યો નહિ, ને આપણે પણ એની ખબર કાઢી નહિ. માંદો બાંદો તો નહિ પડ્યો હોય?'

લલિત સ્વાભાવિક ભાવે બોલ્યો: 'કેમ, એ શું કરવા માંદો સાજો થાય! તું તો આવું જ બોલે છે.'

ઉમાતારા મુખ ગંભીર કરી બોલી: 'શી ખબર બાપુ! મને બધી વાતમાં ચિંતા થયા કરે છે. નહિ તો એ આવવાનું કહી ગયો છે, ને આવ્યો કેમ નહિ. એ કંઈ એવો છોકરો નથી.'

લલિત આ પછી કંઈજ બોલ્યો નહિ. એક ચિરૂટ સળગાવી મૂંગો મૂંગો દમ ધુંટવા લાગ્યો.

એવામાં મલ્લિકાએ ઓરડામાં પ્રવેશ કરી એના હાથમાં એક કાગળ મૂક્યો, અને વાંચવાનો દીવો સળગાવી આપ્યો.

કાગળ વંચાઈ ગયા પછી ઉમાતારાએ પૂછ્યું, 'કોનો કાગળ છે?'

લલિત કાગળ પરબિડિયામાં નાખતાં નાખતાં બોલ્યો : 'વ્રજેન લખે છે કે તેને વીરપુરના કોઈ એક જમીનદારનું કામ મળ્યું છે. એટલે આજે જ રાતે તે ત્યાં જવા ઊપડી જાય છે. મલ્લિને તે હવે ગાવાનું શીખવવા અહીં આવી નહિ શકે. વખત ન મળ્યો એટલે રૂબરૂ એનાથી અવાયું નથી.'

આમ કહી તેણે કાગળ ઉમાતારાની આગળ ધર્યો.

ઉમાતારા કાગળ હાથમાં લઈ બોલી : 'તો હવે શું થશે? બીજા કોઈને રાખવો પડશે ને.'

મલ્લિકા મામાની સામે જોઈ બોલી : 'આજે જ તેઓ જાય છે?'

લલિત માથું હલાવી બોલ્યો : 'હા.'

ઉમાતારા પોતાનો મત પ્રદર્શિત કરતી બોલી : 'આજ કાલ થઈ ગયું છે એવું, કે ગાનવાદન ન શીખે તો સારો માણસ પરણવા જ તૈયાર થાય નહિ. જગદીશ પણ પેલે દિવસ એવું જ કહેતો હતો. મોઘમ બોલ્યો હતો એટલું ખરું.'

વિવાહના ઉલ્લેખમાં ખાસ કરીને જગદીશનું નામ નીકળી પડવાથી મલ્લિકા ધીરે ધીરે ઓરડામાંથી બહાર નીકળી ગઈ અને સીધી પોતાના વાંચવાના ઓરડામાં દાખલ થઈ બારી આગળ જઈને

બેઠી. તેનું મન, કોણ જાણે કેમ, આજે ઠીક નહોતું, એટલે કંઈ કંઈ વાતો તેના મનમાં ઉપરાઉપરી ઉભરાઈ આવવા લાગી.

બહાર તારાઓથી ભરેલું આકાશ પોતાની અસંખ્ય પ્રશ્નહીન આંખો વડે ગુપ ચુપ તાકી રહ્યું હતું, જાણે અનેક પ્રશ્નો પૂછવાના છે એટલે એકે પ્રશ્ન તેના મુખમાંથી નીકળતો નથી! આજે તેને ફરીથી યાદ આવ્યું કે જો કે પોતે આ જ ઘરનું માણસ છે, તો પણ બરાબર વિચાર કરી જોતાં એનો એ સંબંધ નહિ જેવો છે! ઉમાતારા અને લલિતચંદ્ર બંને તેના પર પુત્રીના જેવો પ્રેમ રાખે છે, પરંતુ એમના પર પોતાનો હક કેટલા દિવસ!

વિચાર કરતાં કરતાં આજે તેને પોતાના જ વિચારો વધારે આવવા લાગ્યા. પોતાની હાલતની વાત, પોતાના ઘરની વાત, મા, બાપ, — આ બધા વિષે તેને વિચારો આવવા લાગ્યા. આ વિષે આજ પહેલાં તેણે કદી લાંબો વિચાર કર્યો નહોતો. અને એ બધીય વાતમાં એક વાત ફરી ફરીને તેના મનમાં આવવા લાગી કે હું અસહાય છું — ખૂબ જ નિરાધાર છું.

મોટી મામીના ઓરડામાંથી જગદીશનું ઉચ્ચ હાસ્ય તેના કાને સંભળાવા લાગ્યું. અને પોતાના મનમાં એ હાસ્યનો કંઈ પણ જવાબ ન મળવા છતાં યે, જગદીશની સુન્દર મૂર્તિ તેની આંખ આગળ ખીલી નીકળી. એ જ એનો આધાર હતો! જગદીશના નામની સાથે એવો એક ગાઢ ગુપ્ત આનંદ તેના જીવનની સાથે ઓતપ્રોત થઈ ગયો હતો કે આજે તે સંપૂર્ણ હૃદયપૂર્વક તેનો અનુભવ કરવા લાગી પરંતુ આશ્ચર્યની વાત એ હતી કે જગદીશ યાદ આવતાં જ અભય યાદ આવી જાય છે એનું શું કારણ! એની અકુંઠિત આત્મીયતાથી, એના સ્વાભાવિક આત્મવિશ્વાસથી જાણે કે એ સૌનું આશ્રય–સ્થાન બની ગયો છે. બાકી ખરું જોતાં, મારો આશ્રય અભય નથી, પણ જગદીશ જ છે.

આવી રીતે મલ્લિકાના કોમળ પ્રાણ એક તરતની ઉઘડેલી કુસુમ–કળીઓવાળી લતાની પેઠે ઝોલાં ખાવા લાગ્યા. જાણે તે પોતાના અદૃશ્ય વિચારસૂત્ર વડે આ અંધકારમાંથી હમેશને માટે એક દૃઢ અવલંબન નક્કી કરી નાખવા માગતી હોય — અવલંબન જો નહિ મળે તો પોતાનાજ ભારથી તે ભોંય પર ઢળી પડી કરમાઈ જવાની.

વિચારમાં ને વિચારમાં વિધુ ક્યારે આવીને ઊભી હતી તેની એને ખબર પડી નહિ. 'મલિ' — એવી બૂમ પડતાં જ તેણે ચમકીને જોયું. પછી જરા હસીને બોલી : 'હું તો એવી બી ગઈ — તું ક્યારે આવી, દિદિ,...આજે આ આકાશ કેવું દેખાય છે, દિદિ !'

મલ્લિકાના એ ગુપ્ત વિચારનો નવો પ્રવાહ કંઈક સમજવા છતાં પણ વિધુ મોઢે કંઈજ બોલી નહિ, ઊલટું જાણે એણે એની અન્ય-મનસ્કતા અને ચમક બિલકુલ જોઈજ ન હોય એવો ભાવ બતાવી, મલ્લિકાએ બતાવ્યા મુજબ આકાશ ભણી નજર કરી, તેણે વિસ્મય પ્રકટ કરી કહ્યું : 'ખરી વાત! આકાશમાં પણ ફૂલના બગીચા ખીલ્યા છે.'

વિધુને ઊભી રહેલી જોઈ મલ્લિકા બોલી : 'બેસને દિદિ.'

આમ કહી બારીમાંથી ઊતરી પોતે પણ જમીન ઉપર બેસી પડી.

વિધુએ પણ તેની પાસે આસન ગ્રહણ કર્યું. તે વખતે પણ મોટી મામીના ઓરડામાંથી જગદીશના ગળાનો અવાજ સંભળાઈ રહ્યો હતો! દૂરથી અભયનું નામ બંનેના કાનમાં ગયું, પરંતુ વાત શી ચાલી રહી હતી તે સમજાયું નહિ.

વિધુએ પૂછ્યું : 'અભયબાબુ આજે નથી આવ્યા ?'

મલ્લિકા જગદીશ શું વાત કરી રહ્યો છે એનું અનુમાન કરવાનો પ્રયત્ન કરતી હતી. તે બોલી : 'ના.'

એટલામાં ઉમાતારાના ઘરમાંથી બૂમ સંભળાઈ: 'મલિ!'

'આવી'—કહી મલ્લિકા ઊઠીને ઝડપથી ઉમાતારાના ઓરડા ભણી ચાલી.

વિધુ બેઠી બેઠી મલ્લિકાના એ વિસ્મિત પરિવર્તનનું તાત્પર્ય શોધવા લાગી, પરંતુ કંઈ રહસ્ય પકડી શકી નહિ.

મલ્લિકા આવતાં ઉમાતારાએ કહ્યું : 'મલિ! જગદીશ જતો રહ્યો?'

મલ્લિકા બોલી : 'ના, મોટી માના ઘરમાં વાતો કરી રહ્યા છે.'

'જરા કહી આવ તો, મને મળ્યા વગર જાય નહિ. ને તું પણ આવ, જરા છોકરાની પાસે બેસ, હું તે કેટલું કરું!'

જગદીશ આવ્યા પછી ઉમાતારાએ કહ્યું : 'ભાઈ જગદીશ, મલિને સંગીત શીખવવાનો ભાર હવે તો તારે જ લેવો પડશે. કહે છે કે વ્રજેન તો હવે આવી શકવાનો નથી. અને તારા માસા તો કંઈ માણુસ છે! હવે હું ક્યાંથી બીજો સંગીત શીખવનારો લાવું!' કહીને એ તો ઊઠી ગયા. મલિ! વળી તું ક્યાં ઊઠી જાય છે! છોકરાના શરીર પર જરા હાથ ફેરવ્યા કરને! મારાથી તો આ નથી ખમાતું, બાપુ, હું તે કેટલી ચિંતા કરું!'

મલ્લિકા શરમથી અસ્વસ્થ બની નીચું મોં કરી છોકરાના શરીર પર હાથ ફેરવવા લાગી.

જગદીશ બોલ્યો : 'તો ભલે, હું તો આમે ય આવું જ છું ને.' મને આવડે છે એટલું શિખવાડી દઈશ. — મલ્લિકાની ઈચ્છા હશે તો.'

આમ કહી તેણે મલ્લિકાની સામે જોયું.

ઉમાતારા બોલી : 'મલ્લિકાની ઈચ્છા જ છે તો! વ્રજેનની પાસે તો ગાવાનું શીખતી હતી ને! કેમ મલિ, તારી ના તો નથી ને!'

મલ્લિકાએ ઊંચી નજર કરતાં જ જગદીશની સાથે તેની આંખો મળી. જગદીશની આંખોમાં કેવી વિનતિ ભરી હતી! — જાણે કે તેના જવાબની ઉપર જગદીશના જીવનનો તમામ આનંદ અવલંબતો હતો!

મલ્લિકા બોલવા જતી હતી કે હવે વધારે સંગીત શીખવાનું મને મન નથી. પરંતુ જગદીશની આંખ સાથે આંખ મળતાં જ તે પલકમાં સમજી ગઈ કે એવો ઉત્તર દેવાથી એક હૃદયને ખૂબ જ આઘાત થશે. તેથી તે બોલી: 'તમે જેમ કહેશો તેમ કરીશ. હું બીજું શું કહું, નાની મા!'

જગદીશની પ્રસન્ન દૃષ્ટિ, દેહ તથા મનને ભરી દઈ મલ્લિકા છોકરાને ખોળામાં લઈ ઊઠી ગઈ.

: ૮ :

રાજભૂમમાં પોતાની મંડળીના માણસોનું કામકાજ જોઈ અભય મનમાં મનમાં નવાઈ પામ્યો, પરંતુ ખુશી થઈ શક્યો નહિ! કામમાં લાગતાં જ તેને જણાયું કે અનેક જગાએ ગલતીઓ થતી હતી. મુખ્ય કેન્દ્રમાંથી જે મદદ સ્થાનિક માણસોની મારફત દૂર દૂરનાં ગામોમાં મોકલાતી હતી, તે બરાબર વખતસર પહોંચતી નહોતી. જે ગામમાં ચોખા મોકલવામાં આવ્યા હોય, તે જ ગામમાંથી એક દિવસ ખબર આવતા કે ભૂખથી માણસો મરી રહ્યા છે! દવાદારૂનો પણ ખોટો દુરુપયોગ થઈ રહ્યો હતો! ચારે તરફથી દરરોજ મૃત્યુના ખબરો આવતા હતા.

અભયે જોયું કે કામ કરનારાઓની સંખ્યા થોડી હતી, એમાં વળી આ વખતે તો માત્ર પાંચ જ નવા માણસો આવ્યા હતા. આટલા થોડા માણસોથી કામ જોઈએ તેવી રીતે થઈ ન શકે. અને માણસોની આશાએ બેસી રહેવું પણ ન પાલવે. એટલે, અભિલાષને તાર કરી દઈ તેણે જેટલા માણસો હતા તેટલાને લઈ નવે રસ્તે કામ શરૂ કરી દીધું. એક કેન્દ્રને ભાગીને તેણે ચાર કેન્દ્ર બનાવ્યાં, અને,

દરરોજ દરેકને દશ માઇલિના ખબર રાખવાનો ભાર સોંપ્યો. જુદે જુદે સ્થળે જુદા જુદા માણસોએ નવેસરથી વ્યવસ્થા કરી, આ સુધારણા — પદ્ધતિમાં તેનો જમણો હાથ બન્યો અતુલ. એ જ સૌના કરતાં વધારે ખરખબર રાખતો.

અતુલ બોલ્યો : 'અભયદા, તમે આ પહેલાં આવ્યા હોત તો કામમાં કેટલી રાહત થાત !'

અભય પોતાની ગેરહાજરીથી દુઃખી થઈ બોલ્યો : 'કદાચ થોડાક વધારે માણસોને બચાવી શકાયા હોત. હશે, શું થાય હવે ? તે થવાનું હતું તે થઈ ગયું છે, હવે જે હાથમાં છે, તેનો સદુપયોગ કરી જેટલાને બને એટલાને બચાવવા જોઈએ. પરંતુ, જે સમજીને આવ્યો હતો એ તો હવે બને એમ લાગતું નથી, અતુલ ! આપણે હવે અહીંથી જતા રહીએ તો કેમ ચાલશે !'

ઉત્સાહમાં એને પરીક્ષાની વાત યાદ જ આવી નહિ.

અતુલ બોલ્યો : 'વાત ખરી છે. રહી શકીએ તો ઘણું સરસ થાય. પણ પરીક્ષા પાસે આવે છે. અને અત્યાર લગી કેટલું વાંચ્યું કર્યું છે એ તો તને ખબર છે.'

અભય કઠોર હાસ્ય કરી બોલ્યો : 'પરીક્ષા તો વરસે વરસે આવે છે, ભાઈ, અને પરીક્ષિતોની પણ કંઈ ખોટ નથી. દશવીસ હજારમાં એક બે જણ જો ઓછા થઈ જશે, તો તમારા દેશના શિક્ષણને એક લસરકો સુદ્ધાં લાગવાનો નથી, મને ખાતરી છે.'

અતુલ નિરૂત્સાહ બની બોલ્યો : 'પરીક્ષા ન આપી શકીએ તો એક વરસ નકામું જશે, એનું શું !'

અભય છેડાઈને બોલ્યો : 'નકામું જશે એટલે શું ? નકામું તું કોને કહે છે ? સમય કંઈ એવી ઝટપટ નકામી થાય એવી ચીજ

નથી તો ! અને, તમારું આ ગોખેલું ઓકીને પાસ થવાની પરીક્ષાથી શું ભારતમાતા પ્રસન્ન થઈ જવાની છે? જીવનની શું બીજી કોઈ પરીક્ષા તેઓ માગતાં નથી ?'

તો. પણ અતુલ કંઈક ગંભીર વિચારણા પ્રકટ કરતો હોય એવા ભાવે બોલ્યો : 'ભારતમાતાની વાત તો જાણે રહી, પણ તમારી સાચેસાચી જન્મદાતા માને યે શું એમ સહેલાઈથી ભૂલી જઈ શકાશે !'

અભય એવા ને એવા કંઠસ્વરે બોલ્યો : 'માને શું આ ખરેખરી પરીક્ષાની વાત સમજાવી નહિ શકાય ? છોકરો એક પરીક્ષા પાસ કરી નીકળે તો માનું મોં જેટલા પ્રમાણમાં ઉજ્જવળ થાય, તેના કરતાં એ જ છોકરો પોતાના બીજા પાંચ ભાઈઓને મૃત્યુના મોંમાંથી બચાવી શકે તો શું માનું મોં ઓછું ઊછળું બનશે એમ તું ધારે છે ? માને હું જરૂર આ વાત સમજાવી શકીશ. જો કે મારા સિવાય તેનું બીજું કોઈ નથી એ વાત ખરી, પણ એ તરફની યે તારે તો ચિંતા કરવાનું કંઈ કારણ નથી ! ભારતમાતાની સેવા કરવાથી જ તારી માતાનો આત્મા સ્વર્ગમાં રહ્યો રહ્યો તૃપ્ત થશે.'

થોડીવાર રહી વળી તે બોલ્યો : 'આ બધું હું ખરેખર માનું છું, અતુલ ! તેમ છતાં એ પણ સમજું છું કે સંસાર વ્યવહાર ચલાવવાની જે તાકાત જરા વહેલી આવત તે હવે એકાદ વરસ પછી આવશે એટલું જ ને ! માંદા સાજા થઈએ તો નથી પડી રહેવું પડતું ? અરે, આફત સંકટમાં આવી પડીએ તોયે વરસ તો નકામું જાય છે ! તો એવું જ થયું હતું એમ સમજીશ અને આંખ સામે આ આટલાં માણસો ખાધાપીધા વગર તરફડીને મરી રહ્યાં છે, એ કંઈ માણસને માથે જેવી તેવી આફત છે! ઘરમાં આગ લાગે ત્યારે નિરાધાર ભાઈબેનોને ખેંચીને બહાર કાઢું કે પરીક્ષાનું સર્ટિફિકેટ બચાવવા માટે એમને છોડી લાકડાની પેટી વાસ્તે ખેંચાખેંચ કરું ?'

અતુલનું મન પણ જાગી ઊઠયું હતું, પરંતુ, તે ઉત્સાહ દેખાડયા વગર જ બોલ્યો: 'ખરી વાત. પરંતુ ભણતર પૂરું કર્યા પછી, આવા બધા કામમાં લાગવું એ ઠીક છે એમ મને લાગે છે. કારણકે એક વખત આવા બધા કામમાં હાથ ઘાલ્યો કે કામનો છેડો જ દેખાતો નથી, અને ભણતર પણ અધુરું જ રહી જાય છે. આ તો તું પણ કબૂલ કરશે!'

અભયના હૃદયમાં જાણે આગ લાગી રહી હતી. તે અધીરો બની બૂમ પાડી ઊઠયો: 'પાછો તું ભણતર! ભણતર! કરે છે! ભણતર વળી શું! માણસ થઈને માણસનો જીવ બચાવવો એને તું ભણતર નહિ કહે અને ચોપડીઓ ગોખી પરીક્ષા પાસ કરવી એને ભણતર કહીશ? દુનિયાના દરિદ્રનારાયણની સેવા કરવી એ ભણતર નથી, અને યુનિવર્સિટીની કેટલીક અર્થહીન છાપોની માળા ગળામાં લટકાવવી તે ભણતર છે? આ તું શું કહે છે? ભણતરનો ઉદ્દેશ શો છે? દેશેદેશમાં ભણતરની યોજના શા માટે છે? જો માણસને માણસ ન બનાવી શકે તો એ ભણતર ભણતર જ નથી, એ તો વેપાર છે. દેશની દરિદ્રતા જો એ ભણતરથી દૂર ન થાય, તો એ ભણતરની ચોપડીઓનો ભાર ગંગાનાં પાણીમાં વહેવડાવી દો, એનાથી કદીયે કોઈનું ભલું થવાનું નથી.'

આમ કહી અભય ચૂપ થઈ બેસી ગયો. એનું શરીર તે વખતે પણ કંપતું હતું!

અતુલ મુગ્ધ બની અત્યાર સુધી તેના મોં સામે જોઈ રહ્યો હતો. એ તેજસ્વી કંઠના પ્રત્યેક વાકયનો પ્રત્યેક અક્ષર જાણે ઉદ્દીપનાની આગ વડે તેના અંતરને દઝાડી રહ્યો હતો. બોલી રહ્યા પછી જ્યારે એ પ્રદીપ્ત આંખો એના મોં પર ઠેરવી અભય શાંત બેસી રહ્યો ત્યારે, અતુલની પોતાની આંખોના ખૂણા પણ એક અવ્યક્ત કરૂણાથી

આર્દ્ર બની ગયા. એ એકદમ ઊભો થઈ એના પગની રજ મસ્તકે ચડાવી બોલ્યો : 'આજથી તું કહે છે તેમ કરીશ, ભાઈ!'

અભય અતુલનો હાથ પકડી લઈ બોલ્યો : 'અરે આ શું કરે છે, અતુલ! પરંતુ, તારા વગર મને નથી ચાલવાનું, ભાઈ! નહિ તો કામ અધુરું જ રહી જશે.'

અતુલ ગદ્‌ગદ બની બોલ્યો : 'બીજું કોઈ ન રહે તો ભલે, અભયદા, હું તો તમારી સાથે રહેવાનો જ.'

બંને ભાઈઓ, આ પછી, થોડીવાર ચૂપ બેસી રહ્યા; કોઈનો પણ મોંમાંથી કંઈ શબ્દ નીકળ્યો નહિ.

થોડીવાર પછી અભય, મેજ પરથી દેશનો નકશો ઉપાડી તે ધ્યાનપૂર્વક જોવા લાગ્યો, અને આંખો નકશા પર જ રાખી અતુલને સંબોધીને બોલ્યો : 'આવક જાવક નો ચોપડો તું જરા બરાબર તપાસી જો તો!'

તે દિવસના આ બનાવ પછી, રાત ને દિવસ તેમને બીજો કંઈ વિચાર રહ્યો જ નહિ. નલિનાક્ષને પણ પોતાની મંડળીમાં ખેંચી લઈ તે ત્રણે જણે નવીન ઉત્સાહથી કામ શરૂ કરી દીધું. અન્ન અને ઔષધ વહેંચવા તેઓ એક ગામથી બીજે ગામ દોડાદોડી કરવા લાગ્યા અને એક અઠવાડિયામાં તો નવા માણસો નીમી, કોઠારની વ્યવસ્થા બદલી નાખી, રાહત–વહેંચણીનો બંદોબસ્ત કરી કામકાજ ખરેખરું વ્યવસ્થિત કરી નાખ્યું. રાત ને દિવસ તેમનો પરિશ્રમ અને ઉત્સાહ જોઈ તેમના હાથ નીચેના માણસો પણ નવા બળથી કામ કરવા લાગી ગયા.

વચમાં એક દિવસ અભિલાષ આવ્યો. તે અભયની કામ કરવાની રીત જોઈ આભો બની ગયો.

અભય બોલ્યો : ' હજી બીજા કેટલાક માણસોની અનિવાર્ય જરૂર છે. તમારે અહીં રહેવાની કંઈ જ જરૂર નથી. તમે કલકત્તા જઈને માત્ર રૂપિયા ભેગા કરવાનું કામ કરો. થોડાક બીજા માણસો પણ મોકલી આપો, તે સિવાય, ચારે તરફ અમારાથી પહોંચી શકાતું નથી. !

અભિલાષ બોલ્યો : ' ખરું છે, તો હું જાઉં છું, પરંતુ તમે ક્યારે આવવાના છો ? પેલા સદ્દગૃહસ્થની તેં વાત કરી હતી ને ?'

અભય બોલ્યો : ' હું આ તરફનું કામ જો પુરું કરી શકીશ તો આવીશ; એની તમે ચિંતા ન કરશો. તમને મેં કહ્યું તેની કોશીશ કરો. '

સાત દિવસની મુદત તો ક્યારનીયે પૂરી થઈ ગઈ છે તો પણ અભયને તેની ચિંતા નથી. અભિલાષે મનમાં મનમાં તેને માથું નમાવ્યું. અતુલને પાછા ફરવા વિષે પૂછતાં તે બોલ્યો : ' હું અભયદાને આવી હાલતમાં મૂકીને આવી શકું નહિ. '

અભિલાષનાં આંખોને મોં આનંદથી પ્રકાશિત થઈ ગયાં. તે નવું કામ લઈ કલકત્તા પાછો આવ્યો.

સમિતિનું કામ જોરશોરથી ચાલવા લાગ્યું. યુવક–મંડળનો ઉત્સાહ અને કાર્યપરાયણતા જોઈ કેટલાક સ્થાનિક સાધનસંપન્ન લોકો પણ કમર બાંધી ખડા થઈ ગયા. અભયની પ્રેરણાથી તેઓ

તનમન ને ધનથી મદદ કરવા લાગ્યા. આવક અને વહેંચણીના કામમાં હવે બહુ ગફલત રહેવા પામી નહિ.

એટલામાં એક દિવસ કલમીઘાટથી અતુલ એક બળદગાડી લઈને આવી પહોંચ્યો ને બોલ્યો : 'અભય દા, એક કામ પૂરું કર્યું છે.'

અભય નવાઈ પામી બોલ્યો : 'વળી કયું કામ પૂરું કર્યું છે? આ ગાડી કોની છે?'

અતુલ ટૂંકમાં બોલ્યો : 'કલમીઘાટના એક કાયસ્થ ગૃહસ્થ હતા, આજે કેટલાક દિવસ થયાં, હું ત્યાં જાઉં તે પહેલાં જ મરણ પામ્યા છે. એના ઘરમાં એક છોકરી સિવાય બીજું કોઈ નથી. રાધારાણી એનું નામ છે. ખાધા પીધા વગર મરવા પડી હતી. ત્યાંનો એક આડતિયો એને મદદ કરવાનું નામ દઈ પોતાને ઘેર લઈ ગયો ને એની સાથે ખરાબ રીતે વર્તવા લાગ્યો. તરત છોકરી એનો આશ્રય છોડી બહાર નીકળી પડી અને ત્રણ દિવસ ખાધાપીધા વગર છુપાતી ફરી. આજે જ સવારે મારી સાથે એનો ભેટો થઈ ગયો. તે કહે કે ગામમાં પાછી જઈશ તો ગમે તેમ કરીને પણ મદનશા મને કબજે કરી લેશે; એટલે એ કોઈપણ રીતે મારાથી છૂટી પડવા ઈચ્છતી નહોતી. કહે કે આટલાં માણસોને તમે લોકો બચાવો છો, મને પણ બચાવો! શું કરવું તેની કંઈ સમજ ન પડવાથી, ગાડી કરી એને સાથે લઈ આવ્યો છું. ખૂબ અશક્ત થઈ ગઈ છે, ચાલી પણ શકતી નથી. સવારે મારા મુકામ પર તેને ખવડાવ્યું છે.'

અભયનું મોં નવી ચિંતાથી ગંભીર બની ગયું.

અતુલે એનો ભાવ જોઈ ભય પામી પૂછ્યું : ' ભૂલ થઈ ગઈ, અભયદા, હવે શું થશે ! '

અભય પોતાની ચિંતા દબાવી દઈ બોલ્યો : ' ના, સારૂં કર્યું છે. તો, અહીં જ એને આપણી નજર આગળ રાખવાની ગોઠવણુ કરી દે. '

વાત ચાલતી હતી ત્યાં ગાડી આવીને સામે ઊભી રહી અને અતુલે બોલાવતાં દુબળી રાધારાણી બહાર આવી.

જો કે ચહેરાનું જરાકે મળતાપણું નહોતું, તો પણ એને જોતાં જ અભયને એકદમ મલ્લિકા યાદ આવી ગઈ અને તેના મને તત્પર બની, ચાંપાતલાવાળા ઘરનું ચિત્ર પલકમાં કલ્પનાની આંખે જોઈ લીધું. સાથે સાથે તેણે વિચાર પણ કર્યો કે કહ્યા કર્યા વગર આવી રીતે એકદમ અહીં ચાલ્યો આવ્યો છું એથી ભાભી વગેરે જરૂર ખૂબ નારાજ થયાં હશે. પાછા જઈને એમની માફી માગવી જોઈએ, નહિ તો ખોટું કહેવાશે.

આ પછી, પોતાનું રસોડું એને સોંપી દઈ, બીજી તરફ નવો ચુલો બનાવવાનું અભયે કહી દીધું અને તરત જ તેની તૈયારીઓ શરૂ પણ થઈ ગઈ.

આ બધા ખરચનો મોટો ભાગ અભય પોતે વેઠતો હતો. એણે અહીં આવીને એની માને કાગળ લખી નાખ્યો હતો અને ખરચ પાણી માટે થોડા વધુ રૂપિયા પણ મંગાવ્યા હતા.

કહેવાની જરૂર નથી કે અભયે એક અક્ષર પણ એની માને જૂઠો લખ્યો નહોતો; માએ કાગળનો તો જવાબ ન આપ્યો, પણ એના ખપપૂરતા રૂપિયા બન્યા તેટલા મોકલ્યા હતા.

રાધારાણીની રહેવાની ગોઠવણુ તો થઈ, પરંતુ એકલી ગોઠવણુથી પતતું નથી, એટલે અભયે અતુલને બોલાવી કહ્યું : ' છોકરીના

સંબંધમાં જરા વધારે વિચાર કરી જોવાની જરૂર છે. તારો અભિપ્રાય પણ જાણવો જોઈએ, વળી રાધારાણીનો અભિપ્રાય પણ જાણી લેવો જોઈએ. કારણકે, આ સંબંધમાં કંઈક ધમાલ પણ થવા સંભવ ખરો.'

આમ કહી ફરી તે વિચારમાં પડી ગયો.

અતુલ ભોંઠો પડી બોલ્યો : 'અભય દા, વગર વિચારે આ આફત નોતરી બેઠો છું, એ માટે મને માફ કરજો. હું આટલું સમજી શકયો નહોતો.'

અભય આશ્વાસન આપતો બોલ્યો : 'હું એવું નથી કહેતો. હું તો એ વિચાર કરું છું કે કેવી રીતે આ છોકરીને હવે અહીં આશ્રય આપી શકાય. વારૂ, જરા એને અહીં બોલાવી લાવ તો; કંઈક હકીકત તો જાણી લઉં.'

રાધારાણીએ આવી અભયને નીચી નમી પ્રણામ કર્યા. અભયે ધીરે ધીરે પૂછયું : 'તમારું કોઈ સગું વહાલું છે. ?'

: ૯ :

રાધારાણી મોં નીચું ઢાળી બોલી : 'ના.'

એના કંઠસ્વરમાં ભય ભર્યો હતો — વખતે આ આશ્રય છોડીને જવું પડે. તે વેદનાથી થરથરતી હતી — કઈ વેદના, તેની બહુ થોડા માણસોને સમજ પડશે.

અભયે પૂછ્યું : 'ક્યાંયે તમારું કોઈ નથી ?'

રાધારાણી બોલી : 'રાજભૂમમાં કોઇ મામા છે એમ કહે છે, પણ એમને મેં કદી જોયા નથી.'

અભય બોલ્યો : 'તેઓ તમારી કંઈ ખબર લેતા નહોતા ?'

રાધારાણી બોલી : 'હું ત્રણ વરસની હતી, ત્યારે, કહે છે કે મારી મા મરી ગઈ, તે દિવસથી તેમણે પણ અમારી કંઈ ખબર રાખી નથી.'

અભય આ જવાબ સાંભળી વિચારમાં પડી બેસી રહ્યો, આગળ કંઈ વાત થઈ નહિ.

રાધારાણી પાછી ફરતી હતી, ત્યાં અભયે તેને બોલાવી કહ્યું :

'સાંભળો, એક વાત કહેવાની છે. તમારા સંબંધમાં અમે જે કંઈ નક્કી કરીએ તે કબૂલ કરશોને ?'

રાધારાણી ઢળેલે મોંએ બોલી : 'નહિ તો પછી તમારા આશ્રરે આવી છું શું કરવા ?'

આમ કહી તે ધીરે ધીરે ચાલી ગઈ.

પછી અભય ફરીથી અતુલની સાથે મંત્રણામાં બેઠો. એક બે વાત થઈ હશે એટલામાં પટાવાળાએ આવી એના હાથમાં તારનું પરબીડિયું મૂકયું.

અભયે જોયું તો અભિલાષ તેને રાતની જ ગાડીમાં કલકત્તા બોલાવી રહ્યો છે.

તે વખતે સાડા છ વાગ્યા હતા. કલકત્તાની ગાડી આઠ વાગે ઉપડતી હતી. એવું શું જરૂરી કામ હશે તે કંઈ સમજાયું નહિ. પરંતુ અભિલાષ પર એને ખૂબ વિશ્વાસ હતો, એ કદી પણ અમસતો આવું લખે નહિ. તેથી નક્કી કંઈ મહત્ત્વનું કામ હોવું જોઈએ, એમ ધારી રાતની જ ગાડીએ જવાનું નક્કી કર્યું અને અતુલને જરૂરી સલાહ આપી ઉપડવાની તૈયારીઓ કરવા માંડી.

: ૧૦ :

અભયને જોતાં જ અભિલાષ બોલ્યો : 'સારું થયું તું આવી પહોંચ્યો. ખૂબ મહેનત કરવા છતાં પણ રૂપિયાની કંઈ સવડ થઈ શકતી નથી, ભાઈ! મારા હાથમાં પણ હવે કશું નથી કહું તો ચાલે. વખતે રૂપિયાના અભાવે કામ બંધ થઈ જાય એ બીકે તને તાર કરી તેડાવ્યો છે. ત્યાંનું કામ હવે કેટલા દિવસ ચાલે તેમ છે, કહી શકીશ? આપણો જે સરસામાન ત્યાં છે એટલામાં કેટલા દિવસ ખેંચી શકાશે એનો કંઈ અંદાજ આપી શકાશે?'

અભયે આવું જ કંઈ અનુમાન તો કર્યું હતું, પણ રૂપિયાની કંઈ જોગવાઈ થતી નથી એ સાંભળી એ હેબકાઈ ગયો. તે બોલ્યો : 'હજી એક મહિના તો કામ ચલાવવું પડશે, તેમ છતાં ચોમાસુ પાક થયા પછી, બહુ ચિંતા નહિ રહે. જે માલ છે એમાં તો હવે કેટલા દિવસ ચાલવાના છે! બહુ બહુ તો સાતેક દિવસ ચાલે. કલસી ઘાટ તરફનું ખરચ ખૂબ થાય છે ખરું ને! નલિનને કહી તો દીધું છે ખૂબ કરકસરથી કામ કરવાનું.'

અભિલાષે પોતાની હકીકત વિશેષ સ્પષ્ટ કરીને કહ્યું: 'જે બે જણની પાસેથી ખૂબ મદદની આશા હતી, તેમાંનો એક જણ સિમલા ગયો છે, તેને કાગળ લખ્યો તોયે કંઈ જવાબ મળતો નથી. અને બીજા માણસે કહ્યું છે, મહિનો ખમી જાઓ. તોયે એની પાસેથી કંઈ મળશે એમ લાગે છે. પણ એ બધું ભવિષ્યપુરાણ! અત્યારે હાથમાં લીધેલું કામ કેવી રીતે ચલાવવું એ પ્રશ્ન છે. તું પેલે દિવસે કોઈ શ્રીમંતની વાત કરતો હતોને, એની પાસે એક વખત જઈ આવીએ તો ના બને?'

અભય જરા વિચાર કરી બોલ્યો: 'તેમને મેં હજી સુધી આ વિષે કંઈ વાત કરી નથી. તો પણ અવસર જોઈ વાત કાઢી જોઉં. પરંતુ એમાં યે બે દિવસ મોડું તો થવાનું. એટલે મારે કેટલાક દિવસ અહીં રોકાઈ જવું પડે. પરંતુ મારી જગાએ બીજા કોઈને ત્યાં મોકલવામાં નહિ આવે તો ત્યાં ગેરવ્યવસ્થા થવાનો સંભવ છે. આજ કાલ તો કોઈને ઘડી બેસવાનો પણ વખત નથી મળતો.'

અભિલાષ બોલ્યો: 'ભલે, તો હું શરતને વાત કરું છું. તું આ તરફની કોશીશ કરી જો. મારે જરા હમણાં કીર્તિની પાસે જવાનું છે, રાત્રે હું તારા છાત્રાલયમાં આવીશ. દશેક વાગે, તું છાત્રાલયમાં રહેજે.'

આમ કહી અભિલાષ બહાર નીકળી ગયો.

અભય પણ પોતાની હોસ્ટેલમાં પાછો આવ્યો.

છાત્રાલયના પરીક્ષાર્થી છોકરાઓએ પૂછ્યું: 'કેમ રે, તમે તો કંઈ દેખાતા જ નથી ને! પરીક્ષા બરીક્ષા નથી આપવી શું!'

અભય હસીને બોલ્યો: 'હાસ્તો, હવે શું થઈ શકે!'

એક જણ વ્યંગમાં બોલ્યો: 'કંઈ મળી ગયું છે શું!'

અભય જવાબમાં માત્ર બોલ્યો : 'હાં, મળ્યું છે, હવે ઊંચકી બહાર કાઢું કે પત્યું.'

આમ કહી તે પોતાની ઓરડીમાં ભરાઈ ગયો.

ચારેક વાગ્યાના શુમારે તે ચાંપાતલાવાળે ઘર જવા નીકળ્યો. રસ્તામાં વિચાર કરવા લાગ્યો : 'લલિતદાની આગળ વાત કાઢવી કેવી રીતે ?' વિચારતાં વિચારતાં તેને ઉમાતારા યાદ આવી. ભાભી જરૂર ગુસ્સે થયાં હશે. એકાએક તેને યાદ આવ્યું કે છોકરો માંદો હતો તે જોઈને પોતે આવ્યો હતો, છતાં એની ખબર કાઢવાયે પછી ગયો નહોતો.

વિચારમાં ને વિચારમાં તે ઘરના બારણા આગળ આવી ઊભો.

વિપિનચંદ્ર બહાર જ બેઠા હતા. અભયને જોતાં જ તેમણે મોટેથી કહ્યું : 'કોણ અભય બાબુ કે! તમે તો ફરી દેખાયા જ નહિ — કેમ, છો તો મજામાં ને ?'

અભય એમને નમસ્કાર કરી બોલ્યો : 'ખૂબ કામમાં રોકાઈ ગયો હતો, એટલે અવાયું નહિ. આપ સૌ કુશળ છો ને ?'

આમ કહી જવાબ કે બીજી કોઈ વાતચીતની તક આપ્યા વગર જ તેણે પૂછ્યું : 'લલિતભાઈ ક્યાં છે ?'

વિપિન બોલ્યો : 'લલિત ! આ થોડીવાર પહેલાં જ એને જોયો'તો. બહાર ગયો લાગે છે. એવી શું ઉતાવળ છે ?'

'ભાભીની જરા ખબર કાઢી આવું.' કહી અભયે અંદર પ્રવેશ કર્યો.

ઉમાતારા તે વખતે ઓરડામાં ભોંય પર સૂઈ રહી હતી. હમણાં જ તેની ઊંઘ ઊડી હતી, ને તે ઊઠું ઊઠું કરતી હતી, એટલામાં અભયને જોઈ ઝટપટ, પથારી છોડી, ઊઠી બેઠી થઈ ગઈ, ને બોલી : 'ઓ મા ! દિયરજી !'

પછી કંઈક ફરિયાદ સંભળાવતી હોય તેમ બોલી : 'બાપ રે, કેવો છોકરો છે તું તે ! એ ગયો, પછી આવવાનું નામ નિશાન નહિ.'

અભય પોતાનું સ્વાભાવિક હાસ્ય હસી એના પગની રજ લેતાં લેતાં બોલ્યો : 'હું અહીં ક્યાં હતો તે આવું ! એ બધી ખબર તો તમે રાખતાં નથી ! બીજે જ દિવસે હું કલકત્તા છોડી ગયો હતો, આજે જ આવ્યો !'

ઉમાતારા પંખાવાળો હાથ લંબાવી બોલી : 'બેસ, બેસ. વળી ક્યાં ગયો હતો ! ઓ મા ! આ શું ! શરીર તો જો, કેવું થઈ ગયું છે. માંદો પડ્યો હતો ?

અભય બોલ્યો : 'જે મુશીબતમાં પડી ગયો છું તે હિસાબે આ શરીર તો સારૂં છે. જીવતો રહ્યો છું એ માત્ર આ પગની રજના પ્રતાપ છે ! સાચું કહું છું. ભાભી, જે દુઃખેસુખે હું ચલાવું છું તે જો તમે જાણો તો કદી મારા પર ગુસ્સે ન થાઓ.'

ઉમાતારા બોલી : 'હું ખરું જ કહેતી હતી, કે દિયેરજી નક્કી કંઈ આફતમાં પડ્યા છે, નહિ તો, આટલા બધા દિવસ સુધી ખબર કાઢવાયે ન આવે, એવું બને જ નહિ. શી મુસીબત તમારા પર આવી પડી'તી, ભાઈ ! — ના, મારાથી તો હવે આ નથી સહન થતું બાપુ !'

અભય — 'કહું છું એ વાત. પહેલાં મને જરા ઠંડુ પાણી તો પીવડાવો, ભાભી.'

'અરે એ મલિ, પાણી લાવી ?'

મલ્લિકા એની મામી માટે આ પહેલાં જ ઠંડુ પાણી લાવવા નીચે ગઈ હતી, આ વખતે તે આવી પહોંચી; પણ બારણા બહારથી જ અભયને જોઈ તે જરા ચમકીને ઊભી રહી.

પાણીનું પ્યાલું તેના હાથમાં જ હતું.

અભય સ્નેહભર્યા સ્વરે બોલ્યો: 'ઓ, આવો! એટલામાં ભૂલી ગયાં લાગો છો! આમ કેમ ઊભાં છો!'

મલ્લિકાએ પાણીનો પ્યાલો નીચે મૂકી અભયને પ્રણામ કર્યા.

અભય હસીને બોલ્યો: 'આ વળી શું!'

પછી તેના માથા પર હાથ મૂકી બોલ્યો: 'રહેવા દો, રહેવા દો, બહુ થયું.'

ઉમાતારા બોલી: 'આ લો પાણી. ઠંડું તો છે ને? ખરેખર, કેવું શરીર થઈ ગયું છે તમારું દિયરજી! એકદમ અડધું થઈ ગયું છે. હાં, શા સંકટમાં સપડાયા હતા, કહો હવે!'

અભય પાણીનો પ્યાલો નીચે મૂકી બોલ્યો: 'શું કહું કહો. નજરે ન દેખ્યા વગર માત્ર વાતો સાંભળીને કેટલું સમજાવાનું છે!'

આમ કહી રાજભૂમના એ ભયંકર દુકાળના ભીષણ ઈતિહાસનું તેણે આબેહૂબ વર્ણન કરવા માંડ્યું. મીઠા કંઠસ્વરની સાથે અંતરની મમતા મેળવીને અન્નના ભયંકર અભાવની અતિ કરૂણ કથા આ બે અતિ કોમળ હૃદયની સ્ત્રીઓ આગળ તેણે જ્યારે વર્ણવવા માંડી, ત્યારે કરૂણાનાં આંસુથી તેનો કંઠ અને કંઠસ્વર ઘડીએ ઘડીએ રૂંધાઈ આવવા લાગ્યો. ઉપવાસથી ક્ષીણ બનેલા, મરણને આરે ઊભેલા કંગાળ લોકોનાં હાડપિંજર જેવાં શરીરો, વક્તાના કુશળ વર્ણનના પ્રતાપે જાણે આંખોની આગળ તરવા લાગ્યાં. ભૂખનું દુઃખ, રોગની પીડા, દુઃખની બૂમો, નિરાશાનો હાહાકાર, બધુંયે જાણે કાનમાં આવીને વાગવા લાગ્યું—એવું આ વર્ણન હતું!

ઉમાતારાની આંખોમાંથી નીતરતી અશ્રુધારા ઘડીએ ઘડીએ એની દૃષ્ટિને ઝાંખી કરવા લાગી.

મલ્લિકાની પણ બંને આંખો ઊભરાઈ આવતાં આંસુથી ભારે ભારે બની નીચી જ ઢળેલી રહી.

પછી, ત્યાં રહેનારા સ્વયંસેવકોની હાલત, — એ મિત્રો વગરનો અજાણ્યા દેશનો પ્રવાસ, એ હાહાકારમય શ્મશાનમાં દરરોજની કેટલાયે ગાઉની મજલ, ખાધા પીધા વગર, ઊંઘ્યા વગર, ભૂખ્યાં લોકોનાં ઘેરે ઘેર અન્ન પહોંચાડવાનો પ્રયત્ન, રોગીઓની સેવાચાકરી, દુઃખીઓને આશરો આપવાનું કામ — આ પણ કંઈ ઓછું કષ્ટ નહોતું.

વાત પૂરી કરી અભય ઉમાતારાની સામે પોતાની અશ્રુભીની ચમકતી આંખો માંડીને બોલ્યો : ' આ અમારું કામ છે; આ કામમાં જો થોડાક દિવસ તમને ભૂલી ગયો હોઉં તો શું તમે મને એની ક્ષમા નહિ આપો, ભાભી ! — જવા દો — બાબો કેમ દેખાતો નથી ? એ તો હવે સાજો થઈ ગયો હશે !'

આમ કહી તેણે પોતાના ભાવ સપ્તક પર ચડેલા તારને ઘરકામની વાતો શરૂ કરી કોમળ નિખાદ પર ઉતારી દીધો.

ઉમાતારા ઉચ્છ્વસિત કંઠે બોલી : ' ઘણું જીવો, દિયરજી, તમે જ સૌના સહાયક છો. '

આમ કહી માથા પર હાથ મૂકી તેને આશીર્વાદ દીધા અને બોલી : ' બાબાની વાત પૂછો છો ને ! એ મજામાં છે, અને અંદર ઊંઘે છે ! '

' સારૂં ' કહી અભયે એક વખત બારીમાંથી બહાર નજર કરી જોયું અને પૂછ્યું : ' લલિતદા દેખાતા નથી, ક્યાંક બહાર ગયા છે શું ? '

ઉમાતારા બોલી : ' હા, તેઓ જરા જગદીશના મુકામે ગયા છે. તે રોજ મલિને સંગીત શીખવવા આવે છે, પણ આજે બે દિવસથી આવ્યો નથી. વખતે માંદોબાંદો તો નથી પડ્યો, એટલે જોવા ગયા છે. '

મલ્લિકા હજી પણ ચૂપ બેઠી બેઠી કંઈ વિચાર કરી રહી હતી; પોતાનું ને જગદીશનું નામ એક સાથે કાને પડતાં એની વિચારધારા તૂટી ગઈ.

અભય બોલ્યો : 'જગદીશ સંગીત શીખવાડે છે?

આમ કહી તેણે મલ્લિકાની સામે ફરી પૂછ્યું : 'ગાવાનું શીખ્યાં છો?'

મલ્લિકાએ આ વખતે અભયની સામે જોઈ માથું નીચું ઢાળ્યું, કંઈ જવાબ દીધો નહિ.

અભય હસતે મોંએ બોલ્યો : 'વાહ સરસ!'

પછી ઉમાતારાની સામે ફરી બોલ્યો : 'જરા ચા પીવા મળશે હવે?'

ઉમાતારા ગભરાઈને બોલી : 'જોયું ને, કેવું ભૂલકણું મારું મન છે! તમારે સાંજે ચા જોઈએ છે, એ તો હું ભૂલી જ ગઈ! હાય રે! પણ હું તે કંઈ માણસ છું! જા, જા — મલિ — વિધુને કહે, ઝટપટ જરા ચા બનાવી આપે, અને ખાવાનું લાવવાનું પણ કહી દેજે, જલદી!'

મલ્લિકા બોલી : 'દિદિ મોટી મામીને મહાભારત વાંચી સંભળાવવા બેઠી છે.'

પછી જરા અચકાઈને બોલી : 'હું જ લઈ આવું છું.'

અભય બોલ્યો : 'ચા પીવાનું મેં કહ્યું છે — પણ ભૂખ તો મને લાગી નથી, ને તમે ખાવાનું લાવવાનું કહ્યું.'

ઉમાતારા કંઈ બોલે તે પહેલાં જ આ વખતે મલ્લિકા બોલી : 'તો શું એકલી એકલી ચા પીશો?'

એ એવી વિનતિના સૂરે બોલી કે એ પછી અભયને કંઈ વાંધો રહ્યો જ નહિ.

'ઠીક લાવો' કહી તે માત્ર હસીને ચૂપ રહ્યો.

થોડી વાર પછી અભય ખાવા બેઠો, એવામાં લલિતચંદ્રે ઓરડામાં પ્રવેશ કર્યો અને અભયને જોઈ બોલ્યો : 'અરે, કોણ, અભય કે ! ખરો માણુસ છે ભાઈ તું તો ! આ આવું છું કહી ગયો તે મહિના લગી ડોકાયો જ નહિ !'

અભય મોંનો કોળિયો પેટમાં ઉતારી હસીને બોલ્યો : 'હું અહીં ક્યાં હતો તે ?'

કહી તેણે વિનતિ કરી : 'વારૂ, તો તમે પણ ક્યારે ખબર કાઢી, ભાઈ! બાકી ગિરિદત્તની ગલી ક્યાં દૂર હતી !'

લલિત બોલ્યો : 'મને તારી હૉસ્ટેલના નંબરની ક્યાં ખબર હતી !'

અભય પહેલાંની પેઠે જ બોલ્યો : 'લાગણી હોત તો પૂછી લીધું હોત.'

કહી ખાવાનું પૂરું કરી ઊભા થઈ તેણે લલિતને પ્રણામ કર્યા.

લલિત ભોંઠો પડી બોલ્યો : 'શી ખબર, મને એવું બધું યાદ જ નથી રહેતું, ભાઈ ! બેસ, બેસ, તું ક્યાં ગયો હતો તે !'

અભયે ટૂંકમાં કહ્યું : 'રાજભૂમમાં, દુકાળ–રાહતના કામમાં.'

'હાં, છાપાંમાં વાંચ્યું છું. વરસે વરસે ક્યાંકને ક્યાંક આવું હોય જ છે ! તમારા લોકોની વાતો પણ છાપાંમાં છે. છાપાંમાં લખેલું બધું શું સાચું છે ?'

ઉમાતારાએ આ વખતે અભયની વતી જવાબ દીધો : 'તે બોલી : 'ઓ મા ! તો શું ખોટું છે ? અભય દિયરજીએ હમણાં જે

બધું વર્ણન કર્યું તે સાંભળીને તો આંખમાંથી પાણી આવે છે. હાય! બિચારા લોકો કેવા દુ:ખી થાય છે!'

આમ કહી તે અભયની હાજરીમાં જ તેમની હાડમારીઓની વાત સ્નેહ અને ગર્વથી વર્ણવવા બેસી ગઈ અને છેવટે એની જ સામે જોઈ બોલી : 'જુઓને આ શરીરનું રૂપ! કેવું થઈ ગયું છે!'

લલિતચંદ્ર પ્રશંસાભરી આંખે અભયની સામે જોઈ બોલ્યો : 'વાહ! ખરા છો તમે લોકો! આ જ ખરેખરી દેશસેવા છે! ફરી જવાનું છે પાછું? પરંતુ ભણતરમાં તમને ખૂબ નુકસાન થતું હશે, નહિ?'

અભય બોલ્યો : 'એનું તો શું થાય, કહો. જીવતાં માણસોને છોડી ચોપડીઓ લઈને કેવી રીતે બેસી રહેવાય!'

ધીરેથી, છતાં એવી સહજ સ્વાભાવિકતાપૂર્વક એ આ શબ્દો બોલ્યો કે જાણે આવી રીતે ચોપડીઓ લઈને બેસી રહેવાનું કદી પણ કોઈને યે માટે સંભવિત નથી!

લલિત આ સંબંધમાં વધુ કંઈ પ્રશ્નો પૂછવાનું કરતો હતો ત્યાં અભય બોલ્યો : 'તમને બધી વાત વિસ્તારથી કહીશ, દાદા, પરંતુ બીજી કોઈ વખત!'

લલિત બોલ્યો : 'ભલે, એ જ ઠીક છે. તો, આજે રાત્રે અહીં જ જમી લેજે ને! ઘણા દિવસથી આવ્યો નથી, જરા વાતોચીતો કરીશું, અને એ વખતે, તારી વાતો પણ સાંભળી શકાશે.'

અભય બોલ્યો : 'ના, આજે નહિ. આજે રાતે અમે લોકો જરા ધમાલમાં છીએ. આ બધી વાતો કરવા માટે જ અમારી સમિતિના સેક્રેટરી આજે રાત્રે મારા છાત્રાલયમાં આવવાના છે. કાલે સવારે પણ કદાચ વખત નહિ મળે.'

લલિત બોલ્યો: 'વારુ, તો કાલે રાતે તું અહીં જમજે. જગદીશને પણ કહીને આવ્યો છું, બધા સાથે બેસીને જમીશું. પણ તું જતા પહેલાં મને જરા કહેતો કેમ ન ગયો? અમે કેટલી ચિંતા કરતાં હતાં! ખરેખર બે દિવસના પરિચયમાં તો તું એકદમ અમારા —'

ઉમાતારા બાકીનું વાક્ય પૂરું કરતી બોલી: 'તું એકદમ અમારું ઘરનું માણસ બની ગયો છે.'

અભય માત્ર ચૂપ બેસી રહ્યો. આ બંનેના સ્નેહભર્યા અભિપ્રાયથી તેનું હૃદય કોઈ અતિ મધુર રસથી ભીંજાઈ જતું હતું!

મલ્લિકા ત્યાં જ બેસીને બાબા વાસ્તે એક જામો શીવી રહી હતી. સૌ ચૂપ થઈ ગયા એ જોઈ તેણે માથું ઊંચું કરી જોયું અને લલિતચંદ્રની આંખે આંખ મળતાં તે બોલી: 'તમારે માટે શરબત લઈ આવું, મામા.'

આમ કહી તે ઊભી થઈ ગઈ અને બાજુની ઓરડીમાંથી કાચના પ્યાલામાં અનનસનું શરબત લઈ આવી.

લલિત એક ઘૂંટડો પીને બોલ્યો: 'કેવું સરસ બન્યું છે! અભયને આપ્યું?'

મલ્લિકાએ માત્ર જરા માથું ધુણાવી જણાવ્યું કે આપ્યું છે.

વાતો કરી કરાવી, હસી હસાવી, પગલે પગલે પોતાની સ્વાર્થહીન વિચારસરણી ખૂબ સ્વાભાવિક રીતે ઉચ્ચારી, સૌના હૃદયમાં ઉતારી, જ્યારે અભય વિદાય થયો ત્યારે રાતના આઠ વાગી ગયા હતા.

લલિત બોલ્યો: 'તો કાલે જરા વહેલો આવજે, વાતોચીતો કરીશું. અને તમારો પેલો ચરખો કે શું, અમને એક આપજે.'

અભય બોલ્યો: 'વારુ, પણ જાતે સૂતર કાંતવું પડશે.'

ઉમાતારા હસીને બોલી: 'એ તો થશે, પણ ફરી પાછો પેલા દિવસની પેઠે ગૂમ ના થઈ જતો! તારો વિશ્વાસ શું!'

અભય ધીમું હસતો હસતો બોલ્યોઃ 'એ ખરું છે, પણ આ વખતે મને પોતાને ગરજ છે.'

આમ કહી તે બારણા તરફ આગળ વધ્યો.

ઉમાતારા બોલીઃ 'મલિ, અભયને નિસરણી ઊતરતાં દીવો ધર.'

નિસરણી ઊતરતાં ઊતરતાં અભય બોલ્યોઃ 'જરા તમારી વિધુબેનને મળીને જાઉં તો!'

મલ્લિકા ચૂપ રહી, કંઈ બોલી નહિ.

વિધુની ઓરડી નીચે હતી. રાતે તેને રાંધવાની ખટપટ નહોતી. તે ભોંય પર સૂતી સૂતી કોઈ ચોપડી વાંચતી હતી. તે અભયના પગલાંના અવાજથી ચમકી સંકોચ પામી ઊઠીને બેઠી થઈ ગઈ, ને બોલીઃ 'આવો, તમે આવ્યા છો એની મોટી મામીના ઘરમાં હતી તોયે મને ખબર પડી ગઈ છે. હું જોતી હતી કે તમે મને ભૂલી તો નથી ગયા ને!'

અભય શાંત સ્વરે બોલ્યોઃ 'અમે લોકો દુઃખી છીએ, ભગવાન કંઈ ઓછો અમને ભૂલવા દે એમ છે!'

જવાબની રીત જોઈ વિધુ તે વિષે આગળ કંઈ બોલી નહિ. આ થોડાક શબ્દોમાં તેણે પોતાની સંપૂર્ણ મમતા છલોછલ સહાનુભૂતિના પ્રવાહરૂપે તેના કાનમાં ઢાળી દીધી હતી!

એને મૂંગી રહેલી જોઈ એકદમ મલ્લિકાએ પૂછ્યુંઃ 'તું તો મોટી મામીને મહાભારત વાંચી સંભળાવતી હતીને!'

'હાં, પણ એમને ન ગમ્યું, એટલે ઊઠી ગઈ— આ થોડી જ વાર થઈ.'

આમ કહી અભયની સામે નજર કરી વિધુ બોલીઃ 'તમે હમણાં જ જાઓ છો શું!'

અભય સ્નિગ્ધ કંઠે બોલ્યો: 'હા, જાઉં તો છું, પણ કાલે પાછો તમારો પ્રસાદ આરોગવા આવું છું. આ બલા એમ સહેલાઈથી છૂટે એવી નથી.'

વિધુ અસ્ફૂટ સ્વરે બોલી: 'છૂટવાનું મેં ક્યાં કહ્યું છે તે ?'

આ પછી નમસ્કાર કરી અભય મલ્લિકાની સાથે બહાર જવાની ગલીમાં આવી ઊભો અને મલ્લિકાની સામે જોઈ બોલ્યો: 'તમારું સંગીત પણ, કાલે સંભળાવવું પડશે.'

મલ્લિકા એ શબ્દોનો કંઈ પણ જવાબ દીધા વગર માથું નીચું કરી બોલી: 'ફરી ક્યારે જવાના છો એ દુકાળવાળા દેશમાં ?'

અભય જરા મ્લાન હાસ્ય કરીને ધીમા કંઠે બોલ્યો: 'દુકાળવાળા દેશમાં જ તો છું.' પછી મલ્લિકાની સામે જોઈ બોલ્યો: 'બે દિવસ પછી જવાનો છું.'

'વારુ, ત્યાં તમને લોકોને બહુ હાડમારીઓ વેઠવી પડે છે, નહિ ?'

કહી મલ્લિકાએ ઊંડી સહાનુભૂતિની નજરે અભયની સામે જોયું.

અભય દીવાના પ્રકાશમાં પણ તેનાં આંખ મોંની એ ગાઢતા જોઈ લઈ બોલ્યો: 'અમને તો હાડમારીઓ જ છેને !— રાત દિવસ દુ:ખ ને હાડમારીઓની વચમાં જ રહેવું પડે છે ! પરંતુ તમને તો અહીં રહ્યે પણ દુ:ખ વેઠવું પડતું લાગે છે !'

મલ્લિકા એકદમ મ્લાન મોં હાસ્યમાં ફેરવી નાખવાનો પ્રયત્ન કરતી બોલી: 'અમને વળી દુ:ખ શાનું ! લહેરથી ખાઈએ છીએ, ને ઊંઘીએ છીએ. વારુ —'

કહેતાં તે કંઇક કહેવા જતી હતી, પણ એકદમ અટકી ગઈ.

અભય બોલ્યો: 'કેમ રહી ગયાં ? શું કહેતાં હતાં, કહો દોને !'

મલ્લિકા એના જવાબમાં અર્ધસ્પષ્ટ કંઠે માત્ર આટલું બોલીઃ ‘ ના, કંઈ નહિ. ’

‘ તો નહિ કહો ? ’

‘ ખરા છો તમે તો ! શું કહું ? વારૂ, કોણ રાંધી ખવડાવે છે ત્યાં તમને ? ’

‘ વળી કોણ રાંધી ખવડાવે ? ક્યારે ક્યાં હોઈએ તેનું કંઈ ઠેકાણું છે ? ’

‘ ત્યારે તો રોજ ખાવાનું મળતું નથી, એમ ને ? ’

‘ કોઈ કોઈ વાર એવું પણ થાય છે ! ’

‘ વાહ, ખૂબ ઉપવાસ કરો — શરીર કેવું થઈ ગયું છે ! હજી થોડા દિવસ રહેશો એટલે આવું પણ નહિ રહે. ’

આમ કહી મલ્લિકાએ અજાણે એક ઊંડો નિઃશ્વાસ નાખી દીધો, અને એ નિઃશ્વાસના અવાજથી ભાનમાં આવી એ મનમાં મનમાં ખૂબ શરમિંદી બની ગઈ.

અભય એ જોઈ બોલ્યોઃ ‘ ક્યાં, શરીર મારું શું એવું ખરાબ થઈ ગયું છે — ભાભીએ પણ એવું કહ્યું, તમે પણ એવું કહો છો — મને તો કંઈ દેખાતું નથી ! ’

‘ તમને શાનું દેખાય ? તો તો પછી ચિંતા શાની હતી ? ’

બોલી નાખ્યા પછી મલ્લિકા એકદમ એ શબ્દો દાબી દેવાનો પ્રયત્ન કરતી બોલીઃ ‘ તમારે મોડું થાય છે ! ’

અભય આ સમવેદના પૂરેપૂરી સમજ્યો. પરંતુ કંઈ બોલી શક્યો નહિ. એકદમ ઊમરો ઓળંગી તે રસ્તા પર આવી ઊભો.

મલ્લિકા પણ દીવો ઓછો કરી ધીરે ધીરે ઘરમાં જતી રહી.

## : ૧૧ :

સમિતિની છેલ્લી ગોઠવણ પૂરી કરી ચાંપાતલા આવતાં અભયને સાંજ પડી ગઈ. ઘરમાં પ્રવેશ કરતાં જ આજે મધુર નારીકંઠનું મીઠું સંગીત સાંભળી તે નિસરણી પર ઘડી ઊભો રહી ગયો. પછી આગળ વધી પરસાળમાં જઈ જોયું તો જગદીશ હારમોનિયમ વગાડતો હતો અને મલ્લિકા એની સામે બેસી ગીત ગાઈ રહી હતીઃ 'તું સંધ્યાની મેઘમાલા —'

મલ્લિકાના મોં ઉપર સ્વર અને ભાવની છાયા પળે પળે સંધ્યાના આકાશમાં લાલ વાદળાં રમે, તેમ રમી જતી હતી. સૂરની તન્મયતામાં બંનેની અંદર જે એકમયતા આવી ગઈ હતી, તેમનાં અંતરમાં પરસ્પર જે આનંદનો વિનિમય થઈ રહ્યો હતો, તે બંનેના ચહેરાઓ પર ચિત્રની પેઠે ફૂટી નીકળ્યો હતો.

અભયે જાણે પહેલી જ વાર કોઈ સુંદર ચીજ જોઈ હોય એવું લાગ્યું. એ મુગ્ધ બની બારણામાં ઊભો રહ્યો. નવાઈની વાત એ હતી કે સમિતિ, અને એવાં બીજાં કામો સિવાય જગતમાં બીજી પણ જોવા વિચારવાની ચીજો હોય છે એવું એને અત્યારે લાગ્યું.

લલિત પાછળથી આવીને બોલ્યો: 'ઓહો, અભય આવ્યો છે! તારે તો બધીયે વાતમાં મોડું થાય છે ભાઈ! અમે ચિંતા કર્યા કરીએ છીએ કે વળી ક્યાંક જતો તો નથી રહ્યો! ચાલ, બેસીએ, ચાલ.'

અભય અને લલિતે ઓરડામાં પ્રવેશ કરતાં જ એકદમ મલ્લિકાએ ગીત બંધ કરી દીધું.

જગદીશ બોલી ઊઠ્યો : 'આ શું! ગીત કેમ બંધ કર્યું ?'

બાજુના ઓરડામાંથી ઉમાતારાએ આવીને જગદીશને ટેકો આપ્યો.

અભય બેસતાં બેસતાં બોલ્યો : 'એમને બહુ સરસ ગાતાં આવડે છે!'

જગદીશ જાણકારના ભાવથી બોલ્યો : 'હા, કંઠ ખૂબ મીઠો છે, જરા પ્રયત્ન કરે તો ખૂબ સરસ શીખી જાય!'

આમ કહી એણે વગર પૂછ્યે સ્ત્રીઓએ સંગીત શીખવાની આવશ્યકતા વિષે તેણે ભાષણ શરૂ કરી દીધું. અભયને જોતાં જ કોણ જાણે કેમ, તેને એમ થયું કે અભય સંગીતની આવી આવશ્યકતા સમજતો નથી અને આ સંબંધમાં પોતાની પાસે જે અફર દલીલો ઘણા દિવસની સંગ્રહેલી પડી છે તેનો આજે આ માણસને સંભળાવવામાં ઉપયોગ કરવો ખાસ જરૂરી છે.

તે ઉત્સાહપૂર્વક બોલ્યે જતો હતો : 'બધી કલાઓમાં સંગીત કલા જ સર્વ શ્રેષ્ઠ છે. અને બધી રીતે તે સ્ત્રીઓને ખૂબ અનુકૂળ છે. એથી જ, આટઆટલા દેવતાઓ હોવા છતાં સરસ્વતી જ સંગીતની અધિષ્ઠાત્રી બની છે. બીજું પણ એક કારણ છે : પુરુષ કામઢો માણસ છે. સાધારણ રીતે તેનો મોટો ભાગ ઘરની બહાર જ વીતે છે. બહારની અનેક જંજાળો, બહારના આઘાત, અશાન્તિ, વગેરે, — ઘરમાં આવીને તે ભૂલવાનો પ્રયત્ન કરે છે. ઘરની શ્રી, સૌન્દર્ય, પ્રેમ, સેવા, આનંદ, સ્ફૂર્તિ એ જ તેના પ્રાણ હોય છે. ઘરમાં તાજો થઈ પુરુષ દરરોજ

બહારના વાતાવરણની સાથે ઝૂઝવાની શક્તિ સંપાદન કરે છે. આ રીતે જોતાં પણજણાય છે કે તમામ સ્ત્રીઓને આ મનોરંજની કલા સૌથી પહેલાં શીખવવી જોઈએ. તમારો શો મત છે, અભય બાબુ ?'

જગદીશ ધારતો હતો કે પોતાની દલીલો આજે બરાબર સચોટ બની છે, અને કોઈજ સહેલાઈથી તેનું ખંડન કરી શકવાનું નથી.

અભયનું મન બિલકુલ આ દિશાએ નહોતું. તે તો વિચારતો હતો કે લલિતચંદ્રની પાસેથી મદદ લેવાની વાત આજે કેવી રીતે કાઢવી ! તેથી જગદીશના પ્રશ્નના જવાબમાં તે માત્ર વિવેક પૂરતું આટલું જ બોલ્યો : 'જુઓ, આ સંબંધમાં લાંબો વિચાર કરવાનો મને વખત મળ્યો નથી !'

જગદીશના મનમાં તે વખતે બીજી પણ એક બે નવી દલીલો આવી હતી; તેથી તે સહેલાઈથી અભયની ઉદાસીનતાને જતી કરી ફરીથી બોલ્યો : 'વળી જુઓ, કેટલી સહેલાઈથી સ્ત્રીઓ તે શીખી લે છે! પહેલું તો તેમનો કંઠ સ્વભાવથી જ મધુર હોય છે, અને માધુર્ય તો સંગીતનો પ્રાણ છે. બીજું જુઓ, સંગીત, સ્ત્રીઓની પોતાની જ ચીજ છે. બાળકોને ઊંઘાડવા હાલરડાં ગાવાં પડે છે, બાળકને ભુલવવા યે કંઈ કંઈ ઉખાણાં ગાવાં પડે છે. — એ બધું એમને શીખવવું યે પડતું નથી, આપોઆપ આવડે છે. આવું તો ઘણું કહી શકાય. એટલે જ હું કહેતો હતો કે એમની એ સ્વાભાવિક ચીજને શિક્ષણ દ્વારા સારી રીતે ખીલવવી એ દરેકની ફરજ છે, અને એ યોગ્ય પણ છે. તમને પણ શું એવું નથી લાગતું, અભયબાબુ ? ના, તમે આમ ચૂપ બેસી રહેશો એ નહિ ચાલે.'

આમ અભયનો જ ફરીફરીને પોતાના વાક્યના પૂર્ણછેદ રૂપે ઉપયોગ કરી, બોલી રહ્યા પછી જગદીશે એક વખત સૌની સામે,

ખાસ કરીને મલ્લિકાની સામે નજર કરી લીધી. તે બિચારી ગૂપચૂપ—જાણે કે ગુનેહગારની પેઠે — એક ખૂણે બેસી રહી હતી.

અભયે જગદીશનું છેલ્લું આહ્વાન પણ ખાસ ઉત્સાહથી ગ્રહણ કર્યું નહિ, તે માત્ર શાંત ભાવે બોલ્યો : 'હું પહેલાં જ કહી ગયો કે આ સંબંધમાં વિચાર કરવાનો મને વખત મળ્યો નથી. તો પણ મને લાગે છે કે સંગીત સ્ત્રીઓના શિક્ષણનો વિષય હોવા છતાં પણ, તેના કરતાં બીજી પણ ઘણી ઉપયોગી ચીજો સંસારમાં છે. તે બધી પહેલાં શીખી લીધા પછી, સમય અને સવડ હોય તો સંગીત તરફ મન દઈ શકાય, અને ન દઈ શકાય તો એવું કંઈ નુકસાન નથી.'

દલીલો તેણે જોરદાર રીતે રજૂ પણ કરી નહિ, અને તે વ્યવસ્થિત કરી જવાબ દેવાનો પણ કંઈ ઉત્સાહ તેનામાં દેખાયો નહિ.

આ વખતે જગદીશને, અભયના બોલવાની ઢબ જોઈ, ખાસ કરીને, તેમાં ઉપેક્ષાનો ભાવ જોઈ, પોતે જાણે આહત થયો હોય એવું લાગ્યું. તેણે તો આ દ્વંદ્વ યુદ્ધમાં અભયના સંકીર્ણ અજ્ઞાનની સરાણ પર પોતાની સુતીક્ષ્ણ વાચાળતાની ધાર કાઢી લેવા ધાર્યું હતું; અને બીજી પણ સરસ દલીલો ઉતારી તથા વિદ્વાનોના વિવિધ અભિપ્રાયો કહી બતાવી સૌને એકદમ મુગ્ધ કરી દઈ સભામાં પોતાનું ઉચ્ચાસન સ્થાપી દેવાની તેની ધારણા હતી. પણ એ તો ક્યાં ઊડી ગયું! આ માણસ તો એ રસ્તે જ ચાલવાની ના પાડે છે! ઊલટું, મૂળ વાત ઉડાવી દઈ, છેવટે અભયે, સંગીત ન શીખાય તોયે કંઈ નુકસાન નથી, કહી ઉપેક્ષાનો જે ભાવ પ્રકટ કરી દીધો, તેથી તો જગદીશ મનમાં મનમાં ગુસ્સે થઈ ગયો. અભય આજે સૌની આગળ પોતાને બનાવી માત્ર ઉપેક્ષાના બળ પર, એકતરફી ડિક્રી મેળવી લે, એ બિલકુલ અસહ્ય હતું.

તેથી જગદીશ ફરીથી અભયને ટાણો મારી તેને વાક્યજાળમાં

સપડાવવા બોલ્યો : ‘ સંગીતની એવી જરૂર નથી, સ્ત્રીઓ તે ન શીખે તોયે કંઈ નુકસાન નથી — એવું તમે કહ્યું ને ?— ખરેખર શું તમે એવું માનો છો ?’

આ વિષે ચર્ચા કરવાની ઇચ્છા હજી પણ અભયને થઈ નહિ. તેથી તે માત્ર ઉદાસીનની પેઠે જગદીશના મોં સામે જોઈ બોલ્યો : ‘ હું તો કદાપિ જૂઠું બોલતો નથી. ’

જવાબ ખૂબ સામાન્ય હતો.

પરંતુ આ સામાન્ય શબ્દોના જ બળનું પ્રમાણ જોઈ એક જગદીશ સિવાય સૌ જાણે ચકિત બની ગયાં. જગદીશે જ તેની પરવા કરી નહિ. માત્ર, ‘ બહુ સરસ ’ કહી તેણે મુરબ્બીની અદાથી પોતાનો અભિપ્રાય પ્રકટ કરી ફરી પ્રશ્ન કર્યો : ‘ વારૂ, અભયબાબુ, તો તમારા અભિપ્રાય મુજબ એ ઉપયોગી શિક્ષણ કયું છે અને તેમાં કયું શિક્ષણ સ્ત્રીઓને માટે સૌથી વધારે ઉપયોગી છે, તે દયા કરીને કહેશો મને ?’

અભય આ વખતે ગળું સાફ કરી બોલ્યો : ‘ જગદીશબાબુ, તમારા ઘરમાં શું સ્ત્રીઓ નથી, કે તેમને માટે કયું શિક્ષણ અતિ આવશ્યક છે અને કયું ઓછું આવશ્યક છે એ કહી બતાવવાની જરૂર પડે ? આપણું એવું જ કમનસીબ છે ! ઘરની સ્ત્રીઓની ચિંતાઓ પણ આપણે પારકાની પાસેથી શીખી લેવી પડે છે !’

મલ્લિકા મોં ઊંચું કરી અભયની સામે જોઈ રહી.

અભય બોલી રહે તે પહેલાં જ જગદીશ કંઈક ગરમ થઈને બોલ્યો : ‘ તમે ભૂમિકા જ એવી કરી રહ્યા છો, જાણે મારા પર દયા કરો છો ! મેં જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો જવાબ મારે તો સાંભળવો છે, આપણા દુર્ભાગ્યની વાત નથી સાંભળવી !’

અભયના મનની અંદર જે વિદ્યુતગર્ભ વજ્ર છુપાયેલું હતું, તે કોઈ એક આઘાત લાગવાથી આ વખતે ગર્જના કરી ઊઠ્યું. તે લાંબો થઈને પડ્યો હતો; એકદમ ટટાર થઈ જઈ બેઠો થયો, પછી સીધે

સીધાં બાણુ ચલાવી બોલ્યો : 'આ બિન જરૂરી ચર્ચામાં ભાગ લેવાની મારી બિલકુલ જ ઇચ્છા નહોતી, કારણ કે દલીલો કરવાની શક્તિ કે સમય મને નથી. તમે શું ખરેખર જ જાણવા માગો છો કે આપણી સ્ત્રીઓને સૌથી પહેલી કઈ ચીજ શીખવાની જરૂર છે ? ઘેર બેઠાં, ઘર સામે જોતાં જ, ઘરની સ્ત્રીઓને જોતાં જ, આપોઆપ આનો ઉત્તર આપને મળત, કોઈને પૂછવાની જરૂર રહેત નહિ ! જેઓ સ્ત્રીઓ છે, તેમને માટે ગૃહસ્થધર્મનું પાલન, વડીલો અને સ્વામીની સેવા, સંતાનોનું પાલન પોષણ, માંદાંની સેવા ચાકરી, સંસારમાં શાંતિ અને સુખ રહે તે માટે ત્યાગધર્મનો સ્વીકાર, આ બધું તેમણે સૌથી પહેલાં શીખવાનું છે. એ ઉપરાંત સગાંવહાલાંનું લાલનપાલન, અતિથિ અભ્યાગતની સેવા, નોકરચાકર તરફ આત્મીયતાભર્યો વર્તાવ, આ બધુંયે શીખવાનું છે. તમારું સંગીત શીખવાનું કે ગળપટો ગૂંથવાનું કામ આની પછી જ આવે, એ તમારે કબૂલ કર્યા વગર છૂટકો નથી. કારણ કે, પેટપૂરતું ખાવાનું મેળવ્યા પછી આ બધાં સાધારણ કર્તવ્યોનું પાલન કર્યા પછી, સંગીત સાંભળવા બેસવા જેવી, અથવા તો ટેબલક્લૉથથી ટેબલ શણગારવા જેવી સ્થિતિ આ દેશમાં કેટલા માણસોની છે એ હું તો નથી જાણતો. સમાજનાં શાંતિ, સુખ, કે કુટુંબનું સુખદુઃખ, તમારા એ બધા કબાટ શણગારવાના શોખના શિક્ષણ ઉપર કેટલાં આધાર રાખે છે, તે પણ તમે જ કહી શકશો. બાકી દેશના પોણીસોળ આના માણસો તો એ વાત માથું કૂટીને મરો તો પણ સમજી શકવાના નથી.'

ઉમાતારા અત્યાર સુધી અભયના મોં સામે, ખાસ કરીને એની એ ચમકતી આંખો સામે માનપૂર્વક નજર માંડી, એક ચિત્તે એનાં આ ખૂબ સ્વાભાવિક, છતાં ખૂબ કઠોર વાક્યો સાંભળી રહી હતી. એક એક શબ્દ જાણે એક ધારદાર તીરની પેઠે તેની છાતીમાં આવીને વાગતો હતો.

બોલી રહ્યા પછી, અભય જ્યારે ઉશ્કેરાટનું ભાન થતાં કુંઠિત બની, ભોંય પર નજર ઢાળી રહ્યો, ત્યારે ઉમાતારા એકદમ મોટા

અવાજે બોલી ઊઠી : ‘ એ તમે ગમે તેમ કહો, જગદીશ, પણ સંગીત એ શોખની ચીજ છે એ તો તારે કબૂલ કરવું જ પડશે. ’

લલિતચંદ્ર પણ આ વખતે બોલ્યા. તે બોલ્યા : ‘ જરુરિયાતની દલાલ જો સ્વીકારીએ તો અભયની વાત કોઈ રીતે ઉડાવી દઈ શકાય તેમ નથી. ’

મલ્લિકા માત્ર પ્રસન્નમુખે ત્યાંથી ઊઠી ગઈ, અને જગદીશ પોતાની દલીલો બરાબર ગોઠવીને બોલવાનો પ્રયત્ન કરે તે પહેલાં જ ખબર આવ્યા કે જમવાનું તૈયાર છે.

લલિત બોલ્યો : ‘ આજે તો તમારી દલીલો પૂરી ન થઈ, વળી કોઈ વાર થશે. કેમ ? ચાલો બધા, હમણાં તો જમી આવીએ. ’

જગદીશ અને લલિત ઊઠ્યા ગયા.

અભયે જાણી જોઈને જરા મોડું કર્યું. તેણે ઉમાતારાને કહ્યું : ‘ ભાભી, મને તો આ પંક્તિભોજનનો અધિકાર નથી ! મારી ગોઠવણ તો પેલા દિવસની પેઠે નીચે જ છે ને ? ’

ઉમાતારા નવાઈ પામી બોલી : ‘ એ મા ! આ શું બોલ્યો ! આજે તો નીચેના હોલમાં સૌની સાથે જમવાની ગોઠવણ કરેલી છે ! હા, તારી રસોઈ જુદી છે. ’

અભય બોલ્યો : ‘ ના, ભાભી — આ ધમાલ કરવાની કંઈ જરૂર નથી. એક સાથે નહિ બેસીએ તો શું વાંધો છે ? મને એવું ફાવશે પણ નહિ ! ’

ઉમાતારા નવાઈ પામી બોલી : ‘ કેમ રે ? એક ઓરડામાં જમવા બેસવાનો પણ તેને વાંધો છે ? તો સ્ટીમરમાં કેવી રીતે ખાધું ? ’

અભય ઝટપટ બોલ્યો : ‘ ના, ના, એવું નથી, તો પણ નકામી

ધમાલ કરવાની શી જરૂર છે? એક જ જગાએ બે જાતની વ્યવસ્થા એ તે કંઈ સારૂં દેખાય? એવી ધાંધલ ઊભી કરવાની જરૂરે શી છે?'

ઉમાતારા એને આનાકાની કરતો જોઈ બોલી: 'તો, ભલે, એવી અગવડ વેઠવાની જરૂરે શી છે?'

એવામાં મલ્લિકા આવીને બોલી: 'નાના મામા એમને બોલાવે છે.'

ઉમાતારા કંઈ બોલે તે પહેલાં જ અભય બોલ્યો: 'મારી જમવાની ગોઠવણ પેલા દિવસની પેઠે જ તમે જુદી કરો, અને લલિત ભાઈને કહી આવો.'

મલ્લિકા ઘડી ભર અભયની સામે જોઈ ચાલી ગઈ.

ઉમાતારા ખિન્ન બની બોલી: 'પણ એમને બહુ દુઃખ થશે, એ હું તમને કહી દઉં છું!"

અભય બોલ્યો: 'કોને? લલિત ભાઈને? એ હું જોઈ લઈશ. વારૂ, ભાભી, મારે એમને જરા એકાંતમાં મળવું છે. શું કરું કહો?'

ઉમાતારાને આ નવી ગોઠવણ ગમતી નહોતી. તે જવાબમાં બોલી: 'સહેલું છે. જમ્યા પછી, એમના સૂવાના ઓરડામાં જજો, ત્યાં ખાસ કોઈ જતું નથી.'

અભય હસીને બોલ્યો: 'તો ત્યાં સંગીતના વાદવિવાદની બીક નથી ને! તો એમ કરીશ. ખૂબ ભૂખ લાગી છે.'

ઉમાતારા આક્ષેપ કરી બોલી: 'તે ન લાગે? મારાથી તે બળ્યું કંઈ હલાય ચલાય છે, કે ઊઠીને જરા નજર રાખું!'

કહી તેમણે બૂમ મારી: 'મલિ, એ મલિ!'

મલ્લિકા આવતાં તે બોલી: 'અભયની થાળી કાઢવાનું કહી દો. વગર કારણે મોડું કરવાની શી જરૂર છે? ના, મારાથી તો આ નથી સહન થતું, બાપુ.'

મલ્લિકા ઝડપથી નીચે ઊતરી ગઈ.

ઉમાતારાને એકલી જોઈ અભય વિનતિ કરતો હોય તેમ બોલ્યો : 'ભાભી, મારે એક ભીખ માગવાની છે, પણ તમારે એ મંજૂર કરવી પડશે.'

ઉમાતારા હસીને બોલી : 'આ વળી વાત કરવાની કેવી રીત ! કેટલા ચાળા તમને આવડે છે, દિયરજી !'

અભય આ વખતે ગંભીર થઈને બોલ્યો : 'બિલકુલ ચાળા નથી, ભાભી.'

કહી તેણે મદદની વાત વ્યવસ્થિત રીતે તેમની આગળ મૂકી. અને આગ્રહપૂર્વક બોલ્યો : 'પણ લલિતભાઈને જરા સમજાવીને તમારે આ વિષે કહેવું પડશે.'

દુકાળની હકીકતે પહેલાં યે તેના હૃદયને હલમલાવી નાખ્યું હતું, એટલે ઉમાતારાએ તરત જ કહ્યું : 'જરૂર કરીશ, તો પણ હાથમાં કંઈ હોય તો હમણાં ચાલે.'

મલ્લિકાએ આવીને ખબર આપ્યા : 'ખાવાનું તૈયાર છે.'

અભયને જતો જોઈ ઉમાતારા બોલી : 'ઓ મા ! અહીં જ જમવાની ગોઠવણ કરી હોત તો ચાલત, ભૂલી ગઈ કહેતાં !'

આમ કહી પોતાની માંદગી સંબંધી પહેલાંની પેઠે ફરિયાદ કરવા માંડી.

વિધુના ઘર તરફ જતાં જતાં મલ્લિકાએ અભયને કહ્યું : 'તમે ખૂબ બોલી શકો છો !'

અભય કંઇ જ બોલ્યો નહિ, તેના મોં સામે જોઈ જરા હસ્યો.

'ના, ખરું કહું છું — તમે એમને એવી રીતે બોલ્યા !'

'કોને ?

જરા ખચકાઈને મલ્લિકા બોલી : 'કોને કેમ ? જગદીશભાઈને.'

બોલતાં બોલતાં તેનો ચહેરો જરા લાલ થઈ ગયો.

અભયે પાછું ફરીને જોતાં જ એ તેની નજરે દેખાયું. 'એવું શું કહ્યું છે તે મેં ? હું તો વાદમાં ઊતરવા જ નહોતો માગતો. તમે તો ત્યાં હતાં !'

'માગતા તો નહોતા, પણ ઊતર્યા વગર તો રહેવાયું નહિને ?'

'કેમ ? મારી કોઈ વાત તમને શું ખોટી લાગી છે ?'

આમ કહી અભયે ફરી મલ્લિકાના મોં સામે જોયું.

મલ્લિકાના મનમાં શું હતું, તેની એને ખબર— તેણે કંઈ જવાબ દીધો નહિ. થોડી વાર ચૂપ રહી તેણે પૂછ્યું : 'તમે કાલે જ જાઓ છો ?'

આ વખતે બંને જણ ઊમરા આગળ આવી પહોંચ્યા હતા. વિધુ રસોડાના બારણામાં જ ઊભી હતી. આ શબ્દો તેને કાને ગયા. તેણે પછી બહાર આવી કહ્યું : 'કાલે જ જવાના છો, પાછા ? આ આવ્યા તો હમણાં !'

અભય બંનેના સવાલના જવાબમાં બોલ્યો : 'હા, કાલે જ જવાનું છે !'

કહી તે આસન પર જઈ ઊભો.

આસન આગળની જગા પાણીવાળા હાથે લૂછી નાખી વિધુએ પૂછ્યું : 'વળી પાછા એ દુકાળવાળા દેશમાં જવાના છો ?'

દુકાળની હકીકત એણે પહેલાંથી સાંભળી લીધી હતી.

અભય બોલ્યો : 'હા, તમે બધી વાત સાંભળી લાગે છે.'

મલ્લિકા બોલી : 'દિદિ, તમે જો બધી વાત કહી એમને મોઢે સાંભળી હોત !'

વિધુએ પૂરી ભરેલો સુંદર થાળ લાવી પીરસી દીધો. અભય બોલ્યો : 'આજે પણ પેલા દિવસના જેવી જ ધમાલ કરી દેખાય છે.'

કહી તેણે પ્યાલામાં હાથ ધોઈ નાખ્યા.

વિધુ ધીમા અવાજે બોલી : 'ધમાલ એવી શું કરી છે! આટલું ન હોય તો તમારું પેટ કેવી રીતે ભરાય?'

દુકાળની વાત ઓચિંતી યાદ આવી જવાથી અભયનું મન એકદમ વિરસ બની ગયું. તે જરા મ્લાન હાસ્ય કરી બોલ્યો : 'કેવી રીતે માણસો પેટ ભરે છે એ એક વખત જો તમને સૌને બતાવી શક્યો હોત!'

'બતાવીને શું કરવું છે કહો! કંઈ કામમાં લાગીએ એવું અમારા નસીબમાં થોડું જ છે!'

કહી વિધુએ એક ખૂબ ઊંડો નિઃશ્વાસ દબાવી દીધો.

એનો કંઠસ્વર અને બોલવાની રીત જોઈ મોં ઊંચું કરી એની સાથે જોતાં જ, અભય એનું મોં જોઈ આભો બની ગયો. નિર્બળતાની વેદના અને પાર વગરની દયા જાણે ત્યાં સાક્ષાત મૂર્તિ રૂપે ઊભી હતી; આવી મૂર્તિ એણે પહેલાં કદી યે ક્યાંયે જોઈ નહોતી.

ભૂખ ગમે તેટલી લાગી હોય, પણ આજે અભય ધરાઈને ખાઈ શક્યો નહિ. કદાચ, સામે પડેલી આહારની સુસજ્જિત થાળી જોતાં જ તેને એ ભૂખથી પીડાતા નિરાધાર ગરીબોની વાત યાદ આવી જતી હશે, કે પછી વિધુનું એ વ્યથાભર્યું, દેશલક્ષ્મીના જેવું અદ્ભુત મુખ તે ભૂલી શકતો નહોતો. ગમે તે કારણે હો, પણ પેટ ભરીને આહાર કરવાની આજે તેને રૂચિ જ થઈ નહિ.

મલ્લિકા અને વિધુ બંનેએ આ જોયું. એક બે વાર તેમણે આગ્રહ પણ કર્યો, પરંતુ કોઈ રીતે અભય પોતાની રૂચિ પાછી લાવી શક્યો નહિ.

જમી રહ્યા પછી ઉમાતારાના ઓરડામાં પ્રવેશ કરતાં જ અભયે જોયું તો લલિત અને ઉમાતારા વચ્ચે કંઈક વાતચીત ચાલી રહી હતી. એને જોતાં જ લલિત બોલ્યો: 'તારી જ વાત થતી હતી, અભય, જમી લીધું? આજે તો સૌ સાથે જમવા બેસીશું એમ ધાર્યું હતું, પણ એ તો તેં આવી રીતે ઉડાવી દીધું! હશે — હવે તારી એ બાબતમાં મારે શું કરવાનું છે એ કહે.'

અભય બોલ્યો: 'સાંભળ્યું તો હશે જ કે અમને અત્યારે નાણાંની ભારે ભીડ છે. તમારે કંઈ આપ્યા વગર નહિ ચાલે. એક જણાની પાસેથી થોડુંક મળવાની આશા હતી, પણ તે ઓચિંતા સિમલા જતા રહ્યા, એટલે અમે ભારે મુસીબતમાં આવી પડ્યા છીએ. બીજા કોની પાસે માગવા જાઉં, દાદા?'

લલિત સ્વાભાવિક ભાવે બોલ્યો: 'એમાં થઈ શું ગયું? પણ મારે અત્યારે શું આપવાનું છે એ કહે!'

અભય બોલ્યો: 'પાંચસોક રૂપિયા હોય તો અમે ગમે તેમ કરી ચલાવી લઈશું, અત્યારે તમે —'

લલિત વાક્ય પૂરું થાય તે પહેલાં જ બોલ્યો: 'તો ભલે, હમણાં આપું છું. તમે લોકો આટલું દુઃખ વેઠો છો અને આટલા રૂપિયા વાસ્તે તમારું કામ અટકી પડે, એ કેમ જોઈ રહેવાય?'

અભયની ચમકદાર આંખો એકદમ કૃતજ્ઞતાથી ભીની બની ગઈ. કંઈ પણ બોલ્યા વગર તેણે લલિતની ચરણરજ માથે લીધી.

'આ પાછો શું કરે છે!' કહી તેને અટકાવી લલિત બોલ્યો: 'જરા બેસ, રૂપિયા હમણાં જ આપું છું.'

જતી વખતે લલિતે કહ્યું: 'તું ત્યાં ક્યારે જાય છે, ભાઈ?'

અભય બોલ્યો: 'કાલે જ, નહિ તો ત્યાંનું કામ પાછું બગડી જાય. તમારું આ ઋણ ગરીબો કદી નહિ વાળી શકે, દાદા!'

## : ૧૨ :

આઠેક દિવસ પછી, ઉમાતારાએ એક દિવસ જગદીશને બોલાવી કહ્યું : 'મારે માટે થોડીક ચીજો ખરીદી લાવીશ, જગદીશ ?'

જગદીશ ખૂબ ઉત્સાહપૂર્વક બોલ્યો : 'શા માટે નહિ ?'

એને ખાતરી હતી કે મનગમતી ચીજ હું જેવી ખરીદી લાવીશ એવી બીજું કોઈ ખરીદી લાવી શકે તેમ નથી. ખેંચતાણ કરી કિંમત ઓછી કરાવવામાં યે તે એક્કો હતો, તેમાં યે આ ઘરને માટે તો દુકાને દુકાને ફરીને, જ્યાંથી સસ્તી ને સારી લાગશે ત્યાંથી એ ચીજ ખરીદી લાવવાનો અને વાહવા મેળવવાનો — આ પણ કંઈ ઓછું પ્રલોભન નહોતું !

ઉમાતારા હસીને બોલી : 'પરંતુ પેલી વખતની પેઠે આ વખતે, બજારમાં ઢગલો દેવું મૂકીને આવવાનું નથી, એ યાદ રાખજે. હું આપું એટલામાં જ બધું કામ થવું જોઈએ. બસો રૂપિયા તને આપું છું.'

જગદીશ અનુભવીની અદાથી માથું ધુણાવી બોલ્યો : 'યાદી જોયા વગર કંઈ કહી શકું નહિ.'

યાદી જોઈ તે બોલ્યો: 'ઓ બાપ! ચારસો રૂપિયાથી ઓછા લાગવાના નથી. શું કહો છો તમે, એકાદ સારું કબાટ લેવામાં જ દોઢસો રૂપિયા તો ખરચ થઈ જશે, બાકી આટલી બધી ચીજો પચાસ રૂપિયામાં કેવી રીતે આવે ?'

ઉમાતારા ખિન્ન બની બોલી: 'તો રહેવા દો. હાથમાં રૂપિયા આવશે ત્યારે જોયું જશે.'

આમ કહી તે ગંભીર થઈ ગઈ.

જગદીશ બોલ્યો: 'કેવાં માણુસ છો તમે તે, કહો જોઉં! તમારા હાથમાં પૈસા નથી એ વાત કોઈ માને ખરું!'

'માને કે ન માને, મારો હાથ બિલકુલ ખાલી થઈ ગયો છે.'

કહી ઉમાતારાએ ત્રણ ચાર તરતના થયેલા ખરચા ગણાવ્યા.

જગદીશ બોલ્યો: 'તો મારા માસાને કહોને. જરૂર છે, એટલે ખરીદ્યા વગર કંઈ ચાલવાનું છે!'

ઉમાતારા બોલી: 'ઓ મા! એમને તો હવે હું કંઈ જ નહિ કરી શકું. આ પેલે દિવસ અભયને પાંચશો રૂપિયા આપ્યા!'

આ શબ્દો બોલી નાખ્યા પછી ઉમાતારા જરા ભોંઠી પડી ગઈ. કારણકે, ગમે તે કારણે હો, પણ જગદીશની આગળ એ વાત કરવાની તેની ઇચ્છા નહોતી.

જગદીશે નવાઈ પામી પૂછ્યું: 'અભયને શાના રૂપિયા આપ્યા?'

ઉમાતારા એકદમ બોલી: 'એના પોતાના વાસ્તે નથી આપ્યા,

પણ એ જે કામ કરે છે એ જોતાં આ રૂપિયા તો કંઈ જ વિસાતમાં નથી! ખરેખરું કામ કરે છે હોં!'

આવી રીતે ઉમાતારાએ વાત ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો.

જગદીશનું કુતૂહલ વળી વધી ગયું. તેણે વ્યગ્ર બની પૂછ્યું: 'શી વાત કરો છો માસીમા? બોલ્યાં ત્યારે પૂરું જ બોલી નાખો ને!'

ઉમાતારાને પછી અભયની પાસેથી જેવું સાંભળ્યું હતું તેવું બધું કહેવું પડ્યું.

જગદીશ આગળ કંઈ પણ બોલ્યા વગર ધીમે ધીમે હસવા લાગ્યો.

ઉમાતારા બોલી: 'રે, તું તો હસે છે ને! આમાં હસવા જેવું શું દેખાયું!'

જગદીશ હવે ગંભીર થઈને બોલ્યો: 'આટલા બધા રૂપિયા તમે ઘડીકમાં આપી દીધા, જરાક તપાસ કરવાની પણ જરૂર તમને લાગી નહિ?'

ઉમાતારા બોલી: 'અભય લઈ ગયો, એમાં વળી તપાસ કરવાની કેવી?'

જગદીશ કાબેલ હોવા છતાં — શરૂઆતમાં આત્મગોપન કરી શક્યો નહોતો, હવે તેનું ભાન પાછું આવ્યું. તે બોલ્યો: 'ખરેખર કેવાં માણસ છો તમે સૌ! કેવું તમારું મન છે!'

શબ્દો તો એ માત્ર આટલા જ બોલ્યો, પરંતુ એના ઢંગ એવા હતા કે એનો તરજૂમો 'તમે તે કંઈ માણસ છો! આટલાં બધાં બેવકૂફ!' એવો કોઈ કરે તો તેની ભૂલ કાઢી શકાશે નહિ.

આગળ કંઈ બોલ્યા વગર અને વસ્તુઓ ખરીદવા સંબંધી

બિલકુલ ઉલ્લેખ પણ કર્યા વગર જગદીશ ત્યાંથી જતો રહ્યો. તે મનમાં બોલતો ગયો : બધાયે ભોળા માણસોને બુદ્ધિશાળીઓ ફોલી ખાય છે, એ વાત જરાયે ખોટી નથી!

તે જ દિવસે જગદીશે પહેલાં મોટી માસીને અને પછી વિપિનચંદ્રને મીઠું મરચું ભભરાવીને છેતરપીંડીની વાત કરી અને અતિ ઉત્સાહમાં પાંચસો રૂપિયાના ક્યારે હજાર રૂપિયા થઈ ગયા તેની એને પોતાને પણ ખબર રહી નહિ.

મોટી માસી બિંદુવાસિની મોં વગર કારણે ગંભીર કરી બોલી : 'હું તો જાણે ઘરમાં કંઈ વિસાતમાંયે નથી — નહિ સાતમાં, નહિ પાંચમાં, પણ આ એક બહારનો માણસ માત્ર બે જ વિસની ઓળખાણમાં દિયરજીને આવી રીતે છેતરી જાય, એ જોઈને તો કંઈનું કંઈ થઈ જાય છે!'

વિપિન બોલ્યો : 'ખરું, છોકરો એવો ધુતારો છે, કે લલિતને બરાબર બનાવ્યો છે!'

વિપિનચંદ્રના ઘરમાં હવા અનુકૂળ જોઈ જગદીશ ખૂબ ઉત્સાહમાં આવી ગયો અને લલિતની ચોતરફ પણ અભયની આ બદનામીની આગ કેવી રીતે ફેલાઈ જાય એનો ઉપાય ખોળવા લાગ્યો.

પરંતુ ઉમાતારાથી તે મનમાં મનમાં કંઈક બીતો હતો, વળી ઉમાતારા અભય ઉપર ખૂબ સ્નેહ રાખતી હતી. એ પણ તેણે આ પહેલાં બરાબર જોઈ લીધું હતું. છતાં ઉમાતારાનું મન અભયની વિરૂદ્ધ જગાડી ન શકાય તો, એનો હેતુ સફળ થાય એમ નહોતું, એ તે બરાબર સમજતો હતો.

ઉમાતારાને મોઢામોઢ આવી વાત કહેવા જતાં કશું ફળ આવવાનું નથી, ઊલટું, ઊંધું જ પરિણામ આવવા સંભવ છે, એવું સમજતો હોવાથી તે તેની પાસે ફરી ગયો નહિ. કિલ્લો કબજે કર્યા વગર ચાલવાનું નથી, અને કિલ્લો છે દુર્ભેદ્ય. ચોકીદાર પણ ખૂબ કડક છે, તેથી એ કિલ્લાની આસપાસ છિદ્ર શોધતો ઘૂમવા લાગ્યો.

એક દિવસ તક મળતાં વિધુના ઘરમાં જઈ તેણે કહ્યું : 'દિદિ, સાંભળી કે આપણુ અભય બાબુની વાત ?'

વિધુ નવાઈ પામી મોં ઊંચું કરી બોલી : 'ક્યાં, ના ! અભય બાબુનું શું થયું છે ?'

જગદીશ બોલ્યો : 'થાય વળી શું ? સારૂં જ થયું છે ! કોણ જાણે ક્યાં કોઈ દુકાળનું નામ લઈ માસાની પાસેથી ઢગલો રૂપિયા છેતરીને લઈ ગયા છે, આજે પંદર દિવસ થયાં કંઈ પત્તો જ નથી !'

વિધુ રૂદ્ધ નિઃશ્વાસ નાખી હસીને બોલી : 'ઓહ !'

એના મનમાં કોઈ ભયનું વાદળ, થોડા શબ્દોના પવનથી જામવાની તૈયારીમાં હતું, તે જુદા જ શબ્દો સાંભળવાના થતાં એકદમ વિખરાઈ ગયું.

જગદીશ બોલ્યો : 'ઓહ ! બોલ્યાં ! — એ તે કંઈ થોડા રૂપિયાની વાત સમજો છો ! હજારેક રૂપિયા કહે છે કે લઈ ગયો છે.'

વિધુએ તેનો ખાસ કંઈ જવાબ દીધો નહિ, તે માત્ર બોલી: 'ક્યાં, મેં તો કંઈ સાંભળ્યું નથી.'

આમ કહીં તે જેવા શાંત ચિત્તે મસાલો વાટવા બેઠી હતી તેવી જ રીતે વાટતી રહી.

તોયે જગદીશને ઊભો રહેલો જોઈ તેણે ફરીથી શાંત કંઠે કહ્યું: 'તેઓ જે કામમાં જીવન સમર્પણ કરવા બેઠા છે તેની આગળ હજાર રૂપિયાનો શો હિસાબ છે!'

જગદીશ અહીંથી કંઈ ઉત્સાહ ન મળવાથી ખિન્ન થયો. તે બોલ્યો: 'એવું શું કામ છે એ તો કોઈ જાણતું નથી. તો પણ હોશિયારી તો ખરી. ભણવા ગણવાનું વહેતું મૂકી પારકા રૂપિયા લઈ દેશેદેશ બહાદુરી કરતા ફરવું એ જો જીવન સમર્પણ કર્યું કહેવાતું હોય, તો પછી મોજ કરવાનું કોને કહે છે તે હું સમજતો નથી.'

આમ કહી તે વધારે વાર ત્યાં ઊભો રહ્યો નહિ.

વિધુ એની બોલવાની રીત જોઈ તેના મનનો ભાવ કંઈક સમજી ગઈ હતી, આ છેલ્લા શબ્દો સાંભળીને તો એને બિલકુલ સંશય રહ્યો નહિ. તે માત્ર નીચું મોં ઘાલી જરા હસીને કામમાં લાગી ગઈ.

મલ્લિકાએ તે જ દિવસે સાંજે જ્યારે વિધુને મોઢે સમાચાર સાંભળ્યા, ત્યારે તે એકદમ સ્તબ્ધ બની ગઈ. તે મનમાં મનમાં જગદીશ પર ખૂબ ભક્તિભાવ રાખતી હતી. તેનું શિક્ષણ, તેનું સંગીત, તેની ભદ્રતા, તેનો ચહેરો — ગમે તે દૃષ્ટિએ તેને નીચ હૃદયનો કલ્પવો જાણે કે અસંભવિત હતું, અને વળી જેની સાથે એક અતિ ગાઢ સંબંધની આશા અને આનંદ જડાયેલો છે, તેનામાં આવી અતિ કુત્સિત ક્ષુદ્રતા હોઈ શકે એ માનવું મલ્લિકાને માટે આજે આઘાતકારક હતું.

પેલે દિવસે વાદમાં તે અભયની આગળ ભોંઠો પડ્યો હતો એ ખરું, પરંતુ, એ તો વિચારની ભિન્નતાને લીધે હતું, એમાં વ્યક્તિગત રાગદ્વેષને અવકાશ જ ક્યાં હતો? આ તો ભયંકર આક્ષેપ કહેવાય!

પરંતુ વિધુ એને કંઈને બદલે કંઈ સાંભળી નાખ્યું હોય એવું કેમ ન બને ?

વિચાર કરતાં કરતાં વિધુની ઉપર એને વગર કારણે ગુસ્સો આવવા લાગ્યો. અભય બાબુની ઉપર આવો ગંદો આક્ષેપ અને તે જગદીશ દા કરે ? તે સાફ સાફ વિધુને કંઈ પૂછી પણ શકી નહિ, ચૂપ બેસી રહી અને મનમાં એક વિષમ સંદેહ અને વેદના ભરી પોતાના ઓરડામાં પાછી આવી.

બીજે દિવસે સાંજે જ્યારે જગદીશ સંગીત શીખવવા આવ્યો ત્યારે મલ્લિકાએ વિચાર કર્યો કે સાચી હકીકત શી છે તે એને જ પૂછી લઉં, પરંતુ એથી એને શો ફાયદો થવાનો હતો ? જગદીશની વાતમાં જો કંઈ સત્ય હોય, જો તેમને કંઈ સાબિતીઓ મળી હોય, તો ઊલટું એ સાંભળી મલ્લિકાના દુઃખમાં વધારો જ થવાનો. તેથી વખત જોઈ નાની માને જ પૂછી લઈશ એમ ધારી તે શાંત રહી. પરંતુ એ દિવસે સંગીતની રમઝટ જામી નહિ.

ડગલે ડગલે મલ્લિકાની ભૂલ થતી હતી. તે બોલી : 'આજે હવે બસ.'

આ બનાવને કેટલાક દિવસ પછી એક દિવસ સાંજ સમે, ઉમાતારાના ઓરડામાં મલ્લિકાના લગ્ન સંબંધી વાત નીકળતાં વચમાં લલિત બોલ્યો : 'અરે, કેવી કેવી વાતો સાંભળું છું, અભય વિષે! — જગદીશ કેવું બોલતો ફરે છે ! આજે મોટાભાઈ પૂછતા હતા

કે એ છોકરો તને છેતરીને હજાર રૂપિયા લઈ નાસી ગયો છે ? હું તો આભો જ બની ગયો. મેં કહ્યું: કોણે તમને આવી બધી વાત કરી ? દાદા પળવાર ખચકાઈ છેવટે બોલી ગયા, જગદીશે કહ્યું છે. મેં તરત જ એનો ઈનકાર કરી કહ્યું : મેં થોડા રૂપિયા એને આપ્યા છે એ વાત સાચી છે, પરંતુ તેય એના પોતાના માટે નહિ, દુકાળ રાહતના કામ માટે. એ એવું કામ કરે છે ખરો ને! તોયે મોટાભાઈ વહેમ લાવી બોલ્યા: કશી ખોળખબર કાઢયા વગર એમ ને એમ રૂપિયા દઈ દીધા ? તારે વળી એની કેટલા દિવસની ઓળખાણ! હું પછી શું કહું ? મેં કહ્યું, એ ખૂબ સરસ છોકરો છે, અને રૂપિયા પણ કયાં વધારે આપ્યા છે! પણ મોટાભાઈનો વહેમ ગયો નહિ. એ તો બધું ઠીક, પણ જગદીશને આ વાતની ખબર શી રીતે પડી ? મેં તો એને કંઈ કહ્યું નથી.'

ઉમાતારા સંકોચ પામી બોલી: 'આટલું થશે એવી કોને ખબર! હું એક દિવસ બોલી ગઈ હતી. એમાંથી વળી આટલી ધમાધમ ઊભી થશે એવી કોને ખબર હતી! આમાં છેતરી જવાનું કયાંથી આવ્યું એ જ મને તો સમજાતું નથી. તમારા છોકરા માટે ઠેલા-ગાડી વેચાતી લાવવાની વાત થતી હતી ત્યાં મેં કહ્યું, કે હમણાં અમારા હાથ પર વધારે રૂપિયા નથી, પેલે દિવસ અભયને પાંચશો રૂપિયા દુકાળના કામમાં આપ્યા ખરાને! બસ આટલી જ વાત — એમાં પાછું છેતરી જવાનું, ભાગી જવાનું — આટલું બધું કયાંથી નીકળી પડયું હું તો કંઈ જ સમજતી નથી, મારાથી તો હવે આ નથી સહન થતું, બાપુ!'

કહી ઉમાતારા ખિન્નમુખ કરી બેસી રહી. લલિત માત્ર જરા હસ્યો, આગળ કંઈ જ બોલ્યો નહિ.

એ હાસ્યથી ઉમાતારાનું આખું શરીર જાણે સળગી ગયું. તે બોલી: 'એમાં વળી થયું છે શું! તમારા રૂપિયા તમે નથી સમજતા ?

એમાં છેતરાવાનું ક્યાં હતું! તે છોને કહેતો! જેવી અમારી મરજી! અને એ પણ કહું છું કે એયે કેવો છોકરો — આ જગદીશ, ખોટી ખોટી આવી વાતો તે શું કરવા ફેલાવે છે! — અભયના નામ પર!'

મલ્લિકા ઉમરામાં બેસી પાન બનાવતી હતી, તેણે કાન સરવા કરી આ વાતચીત સાંભળી લીધી. જેને વિષે તેને માત્ર સંશય હતો, તે તદ્દન સ્પષ્ટ થઈ જવાથી તેનો અંતરાત્મા પલકમાં ક્લાન્ત બની ગયો! તો શું જગદીશ ખરેખર અભયના નામ પર ખોટો બદનામી ઓઢાડતો ફરે છે!

તેણે મનમાં મનમાં પ્રાર્થના કરી કે એનું કહેવું જ સાચું પડજો! સાચેસાચ જ અભય આ રૂપિયા છેતરીને લઈ ગયો હોય એવું બનજો! પરંતુ હાય રે! એવું તો બનવાનું નથી! અભયબાબુને એ બરાબર પિછાને છે.!

વિચારમાં ને વિચારમાં તેને અભયબાબુએ સ્ટીમરમાં દેખાડેલો સ્વાર્થ-ત્યાગ, તેમનું દુકાળ-રાહતનું કામ, દુકાળનું વર્ણન, એ વખતનો તેના મોં પરનો ભાવ, એ સહાનુભૂતિ, એ કંઠસ્વર, ખાસ કરીને નાની માના ઓરડામાં પ્રકટ થયેલું એનું રૂપ સુદ્ધાં એને યાદ આવી ગયું — જાણે જીવંત સત્ય! પેલે દિવસ વિધુ દિદિના ઘરમાં ખાવાને બેઠા પછી પણ ભૂખમરાની વાત નીકળતાં અભયનું મોં કેવું દયામણું બની ગયું હતું એ પણ એને યાદ આવ્યું. એ દિવસે એ ખાઈ પણ શક્યો નહોતો! એ વ્યથાનું લોહી આજે પણ હૃદયમાં ઠરેલું છે.

આવી રીતે અભયની વાત ખણી ખોતરીને યાદ કરવા જતાં તેણે જ્યારે પોતાની કલ્પનાને છૂટથી વહેતી કરી દીધી ત્યારે તેના દુઃખી હૃદયમાં તમામ દ્વંદ્વ શાંત થઈ ગયું હતું. અને કોઈ એક નવીન નહિ ધારેલો આનંદ મનમાં જાગી ઊઠવાથી તે પોતાના ઓરડામાં જઈ ધીરે ધીરે પથારીમાં લેટી પડી.

સુખદુઃખથી મિશ્રિત કોઈ સંદેહ અને આનંદનો નશો પતંગિયાંના ટોળાની પેઠે તેના હૃદયમાં થઈ લોહીની સાથે તેના મસ્તકમાં ચડવા લાગ્યો. તે ચૂપ થઈ પડી, અને એ પતંગિયાંનો ઝમઝમ પદરવ જાણે અંતરમાં અનુભવવા લાગી. ધીરે ધીરે એક પછી એક એ પતંગિયાંનું ઝૂંડ તેના મસ્તકમાં પ્રવેશ કરી મસ્તકનાં ખાનામાં એકે એક ભરાઈ ગયું. ભાન — અર્ધભાનની એ અવસ્થામાં કોઈ અજાણ્યા સ્વપ્ન - રાજ્યમાં તે ધીરે ધીરે ડૂબી ગઈ — રાતમાં પછી તે ઊઠી નહિ.'

## : ૧૩ :

અભય અને અભિલાષ રૂપિયા લઈને ગયા ને જોયું તો અતુલ શરદી ને તાવથી પથારીવશ થઈ પડ્યો હતો. ત્રૈલોક્ય બાબુ તેની સારવાર કરતા હતા.

અભિલાષ ચિંતામાં પડી બોલ્યોઃ 'માણસો નથી, આ ટુકડી બદલવાની જરૂર છે, પરંતુ માણસો ક્યાં છે! આ બધાયે માંદા પડશે એમ લાગે છે.'

ત્રૈલોક્ય બોલ્યોઃ 'તો એમ કરો ભાઈ, માણસો લાવ્યા વગર હવે ચાલવાનું નથી! તો પણ નસીબ એટલું સારૂં કે પેલી છોકરી આવી મળી! એણે આ થોડા દિવસ જે સેવા કરી છે એ તો અદ્ભુત છે. સેવા કરવાથી માંડી પથ્ય તૈયાર કરવાનું તમામ કામ એણે કર્યું છે. રાત દિવસ બિચારીએ આરામ તો લીધો જ નથી.

અભય રાજી થઈને બોલ્યોઃ 'ખરું! ખરું!'

અભિલાષે એની સામે જોઈ પૂછ્યુંઃ 'પેલી છોકરીને આશ્રય આપેલો તે?

'હા' કહી અભય કંઈક વિચારમાં પડ્યો.

એટલામાં નલિનાક્ષ આવી પહોંચ્યો. અભિલાષ તેનો ચહેરો જોઈ તેને ઓળખી શક્યો નહિ.

અભયે મોટેથી કહ્યું: 'કેમ નલિન — તું યે માંદો છે શું!'

એ પાસે આવ્યો ત્યારે અભિલાષે કહ્યું: 'હાં, પૂરેપૂરો દુકાળિયા જેવો લાગે છે! ચેપ લાગ્યો લાગે છે.'

નલિનાક્ષ પંખાથી પવન ખાતો ખાતો બોલ્યો: 'એમ પણ હોય!'

પછી જરા હસીને બોલ્યો: 'શરીર સારૂં નથી એ તો ઠીક, પણ બાંધગડા તરફ તો ખૂબજ રોગચાળો ચાલે છે, એટલે ત્રૈલોક્ય-બાબુને લઈ જવા આવ્યો છું.'

અભિલાષ બોલ્યો: 'શાનો રોગ?'

નલિનાક્ષ ખુરશી પર લેટી પડી બોલ્યો: 'બીજો શો? પેટનો રોગ! ગમે તે ખાય. એક તો ખાલી પેટ, તેમાં કંઈ જુએ કરે નહિ!'

અભય એની આંખો સામે જોઈ બોલ્યો: 'કોલેરા તો નથીને?'

નલિનાક્ષ બોલ્યો: 'બે ચાર જણને એ પણ છે. તો પણ ઘણાખરાને તો આ પેટનું જ દરદ છે.'

અભય બોલ્યો: 'તો ત્યાં હવે કોણ રહ્યું?'

નલિનાક્ષ બોલ્યો: 'ત્યાંના જ કેટલાક લોકો મંડળમાં જોડાયા છે. બે દિવસ માટે તેમના માથે ભાર મૂકી, હું અહીંની ગોઠવણ કરવા આવ્યો હતો.'

અભય બોલ્યો: 'તારે હવે જવાનું નથી. હું જ જઈશ. અભિલાષ, તું કલકત્તા પાછો જતો રહે તારે બીજા પણ માણસોને

મોકલવા પડશે. કેટલાક દાક્તરી જાણતા હોય એવાને ખોળી કાઢ. એમ ન બને તો પછી પૈસા આપવાનું કરવું પડશે.'

અભિલાષ વિચાર કરી બોલ્યો: 'એ સિવાય બીજો રસ્તો શો છે? તો હું જાઉં છું.'

અભય ઊઠી ગયો હતો, પાસેના ઓરડામાંથી પાછો આવી તે બોલ્યો: 'અતુલને તો આરામ થતો જાય છે, તાવ તો નથી. હું આજે જ રાતે નીકળી જઈશ. ત્રૈલોક્ય બાબુ, જે કંઈ હોય તે બધું તૈયાર કરી લો. હું ગાડી લઈ આવું છું.'

કહી તે ફરીને બહાર નીકળી ગયો.

અભિલાષ શાંત બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો!'

ત્રૈલોક્ય બોલ્યો: 'સેવા ચાકરી કરી શકે એવું કોઈ માણસ મળે તેમ નથી, અભિલાષ? આપણી હોસ્ટેલમાં જરા ખબર કાઢજોને!'

અભિલાષ, 'વારુ' કહી ફરી વિચારમાં પડી ગયો.

અભય પાછો આવ્યા પછી નલિનાક્ષે કહ્યું: 'ત્રૈલોક્ય બાબુ ખરું કહે છે, સેવાચાકરી કરનારની જ અત્યારે વધારે જરૂર છે. તમે જઈને ખૂબ અગવડમાં પડશો, અભય દા.'

અભય કંઈ બોલે તે પહેલાં જ રાધારાણીએ અંદર પ્રવેશ કર્યો અને માથું ઊંચું કરી કહ્યું: 'હું જાઉં તો ન ચાલે? હું તો ખૂબ સેવા કરી શકીશ.'

એના મોં પર ક્યાંય પણ જરા સરખી સંકોચની છાયા નહોતી. કોણ જાણે કેમ, વિધુના શબ્દો અભયને એકદમ યાદ આવી ગયા.

અભય, અભિલાષ, ત્રૈલોક્ય, નલિનાક્ષ — સૌએ એકદમ આભા બની એની સામે જોયું. આ શું કહે છે! આવું તો તેમણે પણ

ઈએ કદી કલ્પ્યું નહોતું! ગામડા ગામની આ એક અશિક્ષિત દરિદ્ર
છોકરી, એની આટલી હિંમત! આટલી સહૃદયતા! તે જ પળે એ
અનાથ છોકરી તરફ ભક્તિભાવ અને સંમાનથી સૌનું ચિત્ત ભરાઈ ગયું.

નલિનાક્ષ ખચકાતો ખચકાતો બોલ્યો: 'તારાથી એ બધું
બની શકશે?'

રાધારાણી દૃઢ સ્વરે બોલી: 'કેમ નહિ બની શકે?'

અભય ગંભીર ભાવે માથું હલાવી બોલ્યો: 'ત્યાંની હાડમારી-
ઓની વાત તને ખબર નથી એટલે તું હિંમત કરે છે. પણ છેવટે –'

રાધારાણી વચમાં બોલી: 'તમે શા સારુ નકામી ચિંતા કરો
છો? મને ટેવ છે. હું મા વગરની રહી, એટલે બધું યે કામ મારે જ
કરવું પડતું હતું, તે ઉપરાંત વળી ગામડામાં —'

નલિનાક્ષ વચમાં બોલ્યો: 'ગામની વાત જુદી છે, પણ આ
વી નવી જગાએ, કેટલાં યે લોકોને ઘેર જવાનું!'

રાધારાણી પહેલાંના જેવા જ અકુંઠિત સ્વરે બોલી: 'તે છોને,
મારાથી બધુંયે બનશે, હું જવાની જ છું.'

કહી એ જેમ આવી હતી, તેમ ધીર પગલાં ભરતી ઘરમાંથી
બહાર નીકળી ગઈ.

અભિલાષ અત્યાર સુધી કશું બોલ્યો નહોતો.

રાધારાણીના ગયા પછી તે બોલ્યો: 'આવાં બધાં કામમાં
આપણી બહેનોની પણ જરૂર પડે છે એ વાત આ પહેલાં હું બરાબર
સમજી જ શક્યો નહોતો. આજે મને ખરેખર લાગે છે કે ગમે તેવું
મોટું કામ હોય, પણ જો સ્ત્રીઓની મદદ ન મળે તો, આપણું
અડધું બળ નકામું થઈ જાય છે.'

બીજી પણ એક ગાડી મગાવવામાં આવી, અને અભય અને ત્રૈલોક્ય રાધારાણીને લઈ બાંધગડા તરફ જવા નીકળ્યા.

બીજે દિવસે કલકત્તા જવાનો હોવાથી અભિલાષ ત્યાં જ રહ્યો.

બાંધગડા પહોંચ્યા પછી અભયે સાંભળ્યું કે સૌથી મોટી આફત ઝગડુ ડોમ પર ખડી છે.

અભય સૌથી પહેલો એને જ ઘેર જઈ ઊભો. જોયું તો ઘરનાં તમામ માણસો રોગથી મરવા પડયાં હતાં. છોકરાંછૈયાં એકબીજાને વળગી એક ગંધાતી ફાટેલી કામળી પર પડયાં હતાં. એક જણ તો પીડાથી કાયર કાયર બની જમીન ઉપર જ ગુલાંટિયાં ખાતું હતું. કેટલાયે દિવસનો ભેગો થયેલો કચરો અહીં, તહીં, બધે જામી ગયો હતો. એ સાફ કરવાની જરૂર પણ કોઈને લાગી નહોતી. એક ખૂણામાં એક અર્ધનગ્ન નારી વાડામાં બિલાડીના ટોપ વીણતી હતી, અને એક નાની છોકરી એની બાજુમાં કાદવમાં પડી પડી ચીસો પાડતી હતી; અને વારે વારે માના કેવળ હાડકું બની ગયેલા હાથ વડે માર ખાયા કરતી હતી.

અભયે પ્રવેશ કરતાં જ આ બધી ઘટના જોઈ, અને પળવાર તો તે સ્તબ્ધ બની ઊભો રહી ગયો. બીજી જ ક્ષણે તે દીલાસો આપવા બોલ્યો: ' જુઓ, તમારી સેવાચાકરી કરવા અમે આવ્યાં છીએ! અમે તમને ખાવાનું, ને દવાઓ પણ આપીશું, પરંતુ તમારે અમારી વાત માનવી પડશે. નહિ તો કશું યે નહિ આપીએ, જતા રહેશું. '

ઘરમાંથી માંદલા અવાજે કોઈએ સામો પ્રશ્ન કર્યો: ' કોણ છો તમે ? '

અભય પાસે જઈ બોલ્યો : 'તમારે બીવાનું કંઈ કારણ નથી, અમે તમારું ભલું કરવા જ આવ્યા છીએ.'

જે છોકરી બૂમો પાડતી હતી તે ઊઠી ઊભી થઈ, તેણે ચીસો પાડવી બંધ કરી અને ઝટપટ હાથ લંબાવી બોલી : 'પહેલાં ખાવાનું આપો.'

રાધારાણી તેની પાસે જઈ બોલી : 'ખાવાનું આપું છું, પણ તું પહેલાં હું કહું તેમ કર. જા, પેલા વાસણમાં હાથ ધોઈ આવ.'

જે સ્ત્રી વાડમાં બિલાડીના ટોપ ભેગા કરતી હતી, તે આ લોકોને જોઈ સંદેહભરી નજરે ઊઠીને ઊભી થઈ હતી અને કમરે લૂગડું વીંટાળતી હતી; તે હવે રાધારાણીની લગોલગ આવીને ઊભી રહી. તેણે પૂછ્યું: 'કોણ છો તમે સૌ?'

રાધારાણીએ તેને સ્નેહાળ કંઠે આશ્વાસન આપતાં કહ્યું : 'અમે સેવાચાકરી કરનારાં માણસો છીએ, તમારી સેવા કરવા આવ્યાં છીએ. કહો તો, મા, ઘરમાં કોણ માંદું છે?'

ચંદના એકદમ રડી પડી બોલી ઊઠી : 'બધાં માંદાં છે, રે, બધાં માંદાં છે!'

એટલામાં ઘરમાંથી એક નાગડો છોકરો બહાર દોડી આવ્યો, એણે આંગણામાં પડેલા ભાંગેલા માટલામાંથી પાણી પીધું અને હાંફતો હાંફતો માનો હાથ પકડી ખેંચાખેંચ કરવા લાગ્યો. એની આંખો કરચલાના જેવી રાતીચોળ હતી અને, નાકનું ટેરવું ફૂલી ગયું હતું!

રાધારાણી કેટલાંક કમલાલેબુ બહાર કાઢી પેલી બાઈને આપી બોલી : 'એક એક સૌને આપો. હમણાં જ તમારે વાસ્તે જમવાનો બંદોબસ્ત કરું છું, પણ એ પહેલાં કહો, કોણ સૌથી વધારે માંદું છે?'

ચંદનાએ હાથ લંબાવી પોતાના પતિની પથારી બતાવી અને એક કમલાલેબુ પલકમાં ભાંગી, અડધું પોતાના ગાલમાં ભરી દીધું.

અભય આ પહેલાંનો એ પથારી આગળ જઈ પૂછપાછ કરી રહ્યો હતો.

બાજુના જ એક કૂબામાંથી ઓચિંતો રડવાનો અવાજ આવ્યો. રાધારાણી તે તરફ ગઈ ને જોયું તો એક છોકરી એ ઘરમાંથી દોડી આવી આંગણામાં ઊલટી કરી અને ધબાક કરતી ત્યાં જ પડી ગઈ. ત્રૈલોકયે તરત જ તેને હાથ પકડી બેઠી કરી અને પોતે દવાદારૂની વ્યવસ્થા કરવા લાગી ગયો.

આ પછી તેમને આરામ કે વિરામ રહ્યાં જ નહિ.

રાધારાણીએ પોતાને હાથે બધો કચરો પૂંજો વાળી કરી, કોઈને સાદડી પર, તો કોઈને પોતાની ચાદરમાં સુવાડી દીધું. મહોલ્લામાંથી કૂવાનું પાણી ભરી લાવી અને સૌને પથ્ય રાંધી ખવડાવ્યું.

આવી રીતે અસાધારણ પરિશ્રમ અને સેવાનિપુણ હાથથી એ નરકકુંડમાં થોડી ઘણી ઘરની સુંદરતા પાછી આવી.

શેરીનાં માણસોએ ડોકિયાં કરી કરી આ બધું જોયું અને આભાં બની ગયાં.

અભય, ત્રૈલોકય અને તિનકોડી નામનો એ જ ગામનો એક ચંડાળ છોકરો, સૌયે, દરેક જણ પોતે ખૂબ જ તનતોડ મહેનત કરતે હોવા છતાં યે, આ કલ્યાણમયી નારીની સેવામૂર્તિ જોઈ આભા બની ગયા.

ચાર દિવસ અને ચાર રાતના અવિશ્રામ પરિશ્રમના પરિણામે

તેમણે એ ગામના ઘણા દરદીઓને સાજા કર્યા. કેટલાંકનાં મરણ થયાં, પરંતુ જેમના પ્રાણ થોડાક પણ બાકી હતા, તેઓ બચી ગયા.

આ જીવનદાન દેનારી શક્તિ સ્વયં રાધારાણી હતી. જેવી એની સહિષ્ણુતા હતી, તેવી જ તેની બુદ્ધિ હતી. ઉંમરમાં તે સૌ કરતાં નાની હતી — ખૂબ જ નાની હતી — નાનકડી છોકરી કહીએ તો ચાલે. તો પણ તેનો અનુભવ અને કાર્યકુશળતા જોઈ ભક્તિભાવથી સૌએ માથું નમાવ્યું.

આફત કંઈક ઓછી થતાં અભય બોલ્યો : ‘ રાણી, તું હવે જરા આરામ કરી લે. ’

રાધારાણી પોતાની પહોળી થાકેલી આંખે પળવાર તેની સામે જોઈ રહી બોલી : ‘ તમે ? ’

અભય હસીને બોલ્યો : ‘ મને તો ટેવ પડી ગઈ છે. અને વળી તું હજી બાળક છે, — મહેનત પણ તેં વધારે કરી છે. ’

રાધારાણી જરાવાર ચૂપ રહી બોલી : ‘ ક્યાં, મને તો એવી કંઈ ખબર નથી, તમે કહ્યું ત્યારે ! ’

અભય મુગ્ધ થઈ બોલ્યો : ‘ મોઢામોઢ હું ભાગ્યે જ કોઈનાં વખાણ કરું છું, પરંતુ તારી આગળ — ’

રાધારાણી એને પૂરું બોલવા દીધા વગર જ સહજ કંઠે બોલી : ‘ મોડું થઈ ગયું. હવે તમે સૌ ન્હાઈ ધોઈ ખાઈ લો તો હું છૂટી થાઉં. ’

અભયે તેની કુશળતા જોઈ મનમાં મનમાં હાર કબૂલ કરી. તે પ્રકટપણે બોલ્યો : ‘ અમને હજી જરા વાર છે ! ’

રાધારાણી બોલી : ‘ ના, હવે મોડું કરવાનું નથી. આમ કરશો તો શરીર ટકશે કેમ ? ’

અભય બોલ્યો : ‘ તો શું તારું શરીર એ શરીર નથી ? ’

પરંતુ મનમાં મનમાં તેણે વિચાર કર્યો કે ખરેખર આ કોઈ જુદી જ ધાતુની ઘડેલી છે. સેવા કાર્યમાં ન લાગી શકવા વિષે વિધુના પેલા હૃદયભેદક શબ્દો એકદમ ઓચિંતાના તેને યાદ આવી ગયા.

રાધારાણી હસીને બોલી: 'વાહ! અમે રહી સ્ત્રીઓ!' પછી એકદમ ગંભીર થઈ જઈ બોલી: 'વારુ, તમે તમારા શરીર તરફ આટલા બેદરકાર કેમ છો?'

તેનો કંઈ જવાબ દીધા વગર અભય બોલ્યો: —'તું બાળક છે, અમારે માટે તું આટલું મોડું કેમ કરે છે, રાણી?'

'ભલે, હવે નહિ કરું.' કહી રાધારાણી મુખ નીચું કરી જતી રહી અને રસોડામાં જઈ શાંતિથી બેસી વિચાર કરવા લાગી: 'ખરેખર શું હું આવી અવજ્ઞાને લાયક બાળક છું!'

આ રીસ અભયને છેક ખરાબ ન લાગી. તે મનમાં મનમાં વિચારવા લાગ્યો: 'આ થોડાક દિવસ પહેલાં તો હું એની આગળ તદ્દન અપરિચિત હતો. સેવાના કામને અંગે આ માત્ર સાત જ દિવસ તે મારી સાથે રહી છે, અને તે પણ આ રોગ શોક ને વેદનાથી પરિપૂર્ણ રોગશય્યાની પાસે, સેવાચાકરીનાં બેચાર સાધારણ કામોમાં. તો પણ એનામાં મેં ખૂબ ધ્યાનપૂર્વક એક વાત જોઈ છે. તે એ છે કે એ પોતાના કરતાં, બીજાઓની જરૂરિયાત તરફ જ હમેશાં વધારે ધ્યાન આપે છે. પોતાની ગમે તેવી અગવડની પણ, બીજાઓની નજીવી સગવડ સાચવવા ખાતર તે કદી પરવા કરતી નથી. આજે આ સાધારણ શબ્દો બોલવાથી તે જતી રહી; એ અધિકાર એને ક્યાંથી મળ્યો? આરામના વખતે, આ વિચિત્ર સુંદર સ્નેહની મૂર્તિ અભયને ખરેખર જ ખૂબ મધુર લાગી.

તેથી તે એ રીસની અંદર સમાયેલી વેદનાને દૂર કરવાના હેતુથી

તેની પાસે જઈ સ્નેહભરપૂર કંઠે બોલ્યો: 'આ હાડતૂટ પરિશ્રમ કર્યો પછી તારા આરામની ચિંતા મારે કરવી જોઈએ કે અમારી ચિંતા તારે કરવી જોઈએ ?'

રાધારાણીએ કંઈ જવાબ દીધો નહિ — તે ચૂપ થઈ જેમની તેમ ભોંય સામે જોઈ રહી ધીરે ધીરે ત્યાંથી ઊઠી ગઈ.

અભયને થયું: આ પણ ખરું !

સાથે સાથે બીજા એક જણના શબ્દો તેને યાદ આવી ગયા — તે મલ્લિકાના. તેનું પણ આવું જ અભિમાન હતું, આવી જ રીસ હતી. આ લોકો બધાંયે શું એકસરખાં છે ? ના — આ તેમની ઉંમરનો ધર્મ છે! ગમે તેમ હો, એમને હૃદય હોય છે અને તે ખૂબ મધુર હોય છે.

## : ૧૪ :

**જગદીશની** સાથે મલ્લિકાના વિવાહની વાત ફરીથી નીકળી. આ વખતે કંઈ ઉપરછલ્લી વાત નહોતી. આવતા માગસર મહિનામાં શુભ કાર્ય પૂરું કરી દેવાનું વિપિનચંદ્રે વચન પણ આપી દીધું. હવે વાત માત્ર જગદીશના પિતાની હા ના ઉપર આધાર રાખતી હતી.

વિપિન બોલ્યો : 'એ ભાર મારે માથે ! હું પત્ર લખી કામ નક્કી કરી નાખીશ.'

હવે જગદીશ સંગીત શીખવવા આવતો નથી.

દિવસ નક્કી થઈ ગયા પછીથી મલ્લિકાની અંતર પ્રકૃતિ કોણ જાણે કેવી રીતે જાગૃત થઈ ગઈ છે. જે એને માત્ર સારું કે ખોટું લાગતું હતું, તે હવે તેવું નથી, પણ સારા કે ખોટા રૂપે જ દેખા દે છે. જે માત્ર વિચાર હતો, તે હવે જવાબદારી બની છે. જે જડ હતું તે હવે જાગૃત બની ચાલવા માંડે છે. તેથી સ્થિરતાની જગાએ ચંચળતા અને મૌનની જગાએ મુખરતા આવી છે.

મલ્લિકાએ મનમાં મનમાં નક્કી કર્યું કે અભય પરના આક્ષેપ સંબંધી જગદીશની સાથે છેવટની વાતચીત કરી લીધા વગર હવે તેને ચાલવાનું નથી, પરંતુ કેવી રીતે, શી રીતે પોતાની વતી પોતે આ વાત કાઢવી, તે વિષે તે કંઈ નક્કી કરી શકી નહિ. બીજા કોઈની વાત હોય તો કદાચ, તે પૂછી લઈ શકત, પરંતુ આ તો અભયની હતી! જગદીશ વખતે કંઈ ધારી બેસે — તો ભારે શરમની વાત!

પણ લજ્જા કે શરમ ગમે તે હોય તોયે, — મરે એ શરમ — વાત તો કરી લેવી જ જોઈશે. શા માટે જાણ્યા કર્યા વગર એ આવી ભારે બદનામી બીજાના નામ ફેલાવતો ફરે છે! અભયબાબુનો તેને પરિચય કેટલો! અમારા કરતાં પણ ઓછો, ખૂબ જ ઓછો. અભયબાબુ! પોતાનો ભાર પોતે વેઠવાને શક્તિમાન છે. છતાં તે પોતાનું ભણતર, કામકાજ, હિતઅહિત બધુંયે છોડી અન્યની સેવામાં પોતાના પ્રાણ સમર્પવા બેઠો છે. ઘરબાર, કે પોતાનાં સુખ સગવડની લેશ પણ પરવા નહિ! આવા માણસના નામ પર કલંક! ના, આ વિષે ખુલાસો કરવો જ જોઈએ, નહિ તો મને શાંતિ થવાની નથી. આવું ભારે કોકડું સાફ કર્યા વગર કેવી રતે હું જગદીશની સાથે પરણી શકું?

એટલામાં ઊમરામાં કોઈનો પદરવ સાંભળી તેણે મોં ફેરવી જોયું તો જગદીશ તેના ઓરડા આગળ થઈને મોટી મામીના ઘરમાં જતો દેખાયો.

મલ્લિકાને ગુપચૂપ બેસી રહેલી જોઈ જગદીશે પૂછ્યું: 'કેમ મલિ, ચૂપ થઈને એકલી એકલી બેસી રહી છે શું!'

મલ્લિકા, આના જવાબમાં શું બોલવું તે એકદમ કંઈ નક્કી કરી શકી નહિ — તે બોલી: 'અમથી બેઠી છું.'

જગદીશ તેને ખુશ કરવા સ્નેહથી બોલ્યો : ‘ તું આજે એટલી રૂપાળી લાગે છે — કેમ, કહે જોઉં ? ’

મલ્લિકા હસી નહિ, કંઈ બોલી નહિ, માત્ર કેવી રીતે પૂછવાની વાત પૂછી લેવી તેનો જ તે વિચાર કરવા લાગી,

જગદીશે ફરી કહ્યું : ‘ મારી એક વાતનો જવાબ આપીશ ? ’

મલ્લિકા ઉત્સુક બની તેનાં મોં સામે જોઈ રહી. તેને થયું મને એવું તે શું પૂછશે ? ’

જગદીશ તેને મોં ઊંચું કરતી જોઈ ઉત્સાહમાં આવ્યો. તેણે પૂછ્યું : ‘ તું શું વિચાર કરતી હતી, મને કહીશ ? ’

તે ધારતો હતો કે મલ્લિકા પોતાનો જ વિચાર કરતી બેઠી હતી, એટલે જવાબ નહિ આપી શકે, માત્ર શરમથી લાલ બની જશે.

મલ્લિકા બોલકણી નહોતી, તોયે બોલી ઊઠી : ‘ જરૂર કહીશ — હું વિચાર કરતી હતી કે તમે કેમ આજકાલ લોકોની નિંદા કરતા ફરો છો ! ’

બોલવાની રીત જોઈ જગદીશ સ્તબ્ધ બની ગયો. એની બહુ આશાના સઢની હોડી ભાઠામાં જઈને ખસકાઈ ! તો પણ તે હૃદયનો ભાવ જેમ તેમ છુપાવી દઈ બોલ્યો : ‘ હું — હું નિંદા કરતો ફરું છું -- કોની ? જરા સ્પષ્ટ વાત કર. ’

‘ સ્પષ્ટ વાત કરું ? કરું. ’

કહી મલ્લિકા ઊભી રહી અને સ્પષ્ટ બોલી : ‘ તમે શા માટે અભયબાબુની ખોટી ખોટી નિંદા કરતા ફરો છો ? ’

આ નામ ઉચ્ચારતાં તેને કેટલી મહેનત પડી હતી તે એક તે ને બીજો તેનો અંતર્યામી જ જાણે છે !

સવાલ સાંભળી, નવાઈ પામી, એ પ્રશ્નનો ઢંગ જોઈ જગદીશ ચમકી ગયો. તેણે એની પાસે આવા કોઈ પ્રશ્નની કદી આશા રાખી નહોતી.

તો પણ જાતને સમાલી લઈ તે હસીને બોલ્યો : 'અભયબાબુ તમને લોકોને છેતરીને રૂપિયા લઈ જઈ શકે, ને હું તે પ્રમાણે બોલી પણ ન શકું? આમાં નિંદા ક્યાં છે?'

'તમને લોકોને' એ શબ્દો તેણે મહેણાની રીતે જ ઉચ્ચાર્યા.

મલ્લિકાએ ઉત્તેજિત નહિ થવાનું ધાર્યું હતું પરંતુ તે હવે આત્મ-સંવરણ કરી શકી નહિ તે દમ કંઠે બોલી : 'તમે કેવી રીતે જાણ્યું? તમે એમને કેટલા ઓળખો છો? કંઈ જાણો કરો નહિ—'

આટલું બોલી, હજી કંઈ બોલી દેવાશે એ ભયથી, કંઈપણ ઉત્તર કે અભિપ્રાયની રાહ પણ જોયા વગર તે ઝડપથી એની બાજુએ થઈને જતી રહી.

જગદીશ ત્યાં જ સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. તે વિચારમાં પડી ગયો કે આ શું! જે મલ્લિકા આજકાલ પોતાની મેળે એની સાથે એક અક્ષરે બોલતી નથી, તે આજે એકદમ મોઢામોઢ અભયની નિંદા માટે મારો જવાબ માગવા આવી! આટલું બધું પરિવર્તન કેવી રીતે થઈ ગયું! ખૂબ ઉકળાટ થયા વગર તે મોં ફાડી આમ મારી સાથે કદી પણ વાત કરી શકે નહિ. આનું પણ કારણ એ અભય છે! ખોટેખોટી મીઠી વાતો કરીને એણે મલ્લિકાને ભોળવી છે. આ અભયથી મારે ખૂબ સાવધ રહેવું જોઈશે. ગમે તે થાય, પણ આ ઘરમાંથી તો એનો પગ કાઢી નાખું. એ અહીં આવ્યો ત્યારનો જ હું સમજી ગયો હતો કે એની દાનત સારી નથી. પરંતુ મલ્લિકામાં પણ આટલી હિંમત કેવી રીતે આવી? આના જવાબમાં જે સંશય તેના

કાનમાં માથું ઊંચકતો હતો તેને જોરપૂર્વક દબાવી દઈ જગદીશ મનમાં મનમાં માત્ર બોલ્યો : 'આ અભયડાને કાઢવો જ પડશે.'

દીર્ઘ નિઃશ્વાસ નાખી તે જ્યારે મામીના ઘર તરફ જવા આગળ વધ્યો, ત્યારે તેની આંખોમાં એક ઈર્ષ્યાની જવાળા ભભૂકતી હતી!

મલ્લિકાએ ત્યાંથી એકદમ નીચે વિધુના ઘરમાં જઈ પ્રવેશ કર્યો વિધુ મહાભારત વાંચતી બેઠી હતી. મલ્લિકાનો ચહેરો જોતાં જ તે ચમકી ગઈ.

તેણે પૂછ્યું : 'કેમ મલિ, શું થયું છે રે?'

મલ્લિકા બોલી : 'દિદિ, પેલે દિવસે હું તારું કહેવું બરાબર સમજી શકી નહોતી, પણ આજે તો હું એ કાનોકાન સાંભળીને આવી છું. વારૂ—'

કહી તે એકદમ બોલતી બંધ થઈ ગઈ. વાક્ય તેનાથી પૂરું થયું નહિ.

વિધુ સમજી ગઈ હતી છતાંયે તે ધીર કંઠે બોલી : 'બોલતાં બોલતાં પાછી રહી કેમ ગઈ? શું કહેતી હતી, કહેને?'

મલ્લિકાની લજ્જા હવે પાછી આવી ગઈ હતી, પણ અડધું બોલી નાખ્યા પછી હવે પાછા ફરવાનો ઉપાય રહ્યો નહોતો, તેથી તે ખૂબ પ્રયત્ન પૂર્વક બોલી : 'નાના મામાને છેતરીને રૂપિયા લઈ જવાની પેલી વાત ચાલે છે, તે તું માને છે, દિદિ?' નામ તો તેનાથી દેવાયું જ નહિ!

વિધુ એક નિઃશ્વાસ નાખી બોલી : 'એ! એ તો મેં પહેલે જ દિવસે કહ્યું હતું તને—નથી કહ્યું?'

મલ્લિકા શરમથી મરવા જેવી થઈ ગઈ હતી. આશ્વાસનના આ સ્પર્શથી ફરી તેનામાં જીવ પાછો આવ્યો.

આગળ કંઈ બોલ્યા વગર તે ધીરે ધીરે વિધુના ખોળામાં માથ
નાખી સૂઈ ગઈ. તેણે એવા કૌશલથી મોં છુપાવી રાખ્યું કે મહેનત
કરવા છતાં પણ વિધુ તે જોઈ શકી નહિ. ભલે ન જોઈ શકી, પણ એ
સમજી તો ગઈ કે એની આંખો કોરી નથી.

વિધુએ પણ પછી કંઈ પૂછ્યું નહિ. તે ધીરે ધીરે તેના મા
પર હાથ ફેરવવા લાગી. ક્યાં વ્યથા હતી, ક્યાં દરદ હતું તે હવે
તેને જરાયે અજાણ્યું નહોતું.

તે દિવસે સાંજ પહેલાં ઉમાતારાના ઓરડામાં આવી લલિતચં
શરબત પી રહ્યો હતો, એવામાં મોટા ભાઈના નોકરે આવી કહ્યું
'હજુર, મોટાભાઈ આપને ઘડી બોલાવે છે.'

લલિતે પ્યાલો મૂકતાં મૂકતાં પૂછ્યું: 'મોટાભાઈ ક્યાં છે?

નોકરે કહ્યું: 'બેઠકખાનામાં.'

લલિતે કહ્યું: 'કહે, હું આવું છું.'

ઉમાતારા બોલી: 'મોટાભાઈએ આજે તમને બોલાવવા
મોકલ્યા એ નવાઈ લાગે છે! એવું શું કામ છે તે?'

લલિત એનો જ વિચાર કરતો હતો. તે બોલ્યો: 'શી ખબર,
વખતે કંઈ કામની વાત કરવાની હશે.'

આમ કહી તે ઊભો થયો.

તે વખતે સાંજ થઈ ગઈ હતી. મહોલ્લાનાં હિંદુ ઘરોમાંથ
ગૃહલક્ષ્મીઓનો સંધ્યાસૂચક જયધ્વનિ હજી બંધ થયો નહોતો. રસ્ત
પર ગેસની બત્તીઓ સળગી રહી હતી. વિપિનચંદ્રના બેઠકખાનામ
હમણાં જ નોકર દીવો કરી ગયો હતો, એ દીવાને અજવાળે તેઓ
બેઠા બેઠા છાપાંની જાહેરખબરો વાંચી રહ્યા હતા.

લલિતે પ્રવેશ કરતાં જ વિપિને છાપામાંથી મોં ઊંચું કરી કહ્યું: ‘ બેસ લલિત, એક વાત કેટલાક દિવસથી તને કહેવાનું કરું છું ને નથી કહેવાતી. જો, મલિના વિવાહનું હવે પાકે પાયે નક્કી કરી નાખવું જોઈએ, હવે મોડું કરવું નહિ પાલવે. આપણે જ નક્કી કરીએ એટલે કંઈ થઈ જાય નહિ. જગદીશના પિતાની પણ સંમતિ મેળવવી જોઈએ. હાસ્તો, હું કહીશ એટલે એમનાથી ના કહેવાવાની નથી, એની મને ખબર છે! તો પણ એ બાપ રહ્યા. કેમ ખરુંને ? ’

લલિત યંત્રની પેઠે બોલ્યો: ‘ એ તો ખરું જ તો ! પણ તમે તો કહ્યું હતું ને કે તમે એમને કાગળ લખીને બધું પાકું કરી નાખશો. માગસર બેસતાં જ લગ્ન કરી નાખવાનું પણ તમે કહેતા હતા. ’

વિપિન બોલ્યો: ‘ બોલ્યો તો હતો જ તો, પણ કામમાંથી બખત મળે તોને! જુએ તો છે તું, કે હું ઑફિસમાંથી આજકાલ ક્યારે આવું છું ! સાહેબ આવ્યા છેને! આજે જરા વહેલો આવી શક્યો છું, એટલે આ વાત યાદ આવી. ’

લલિત બોલ્યો: ‘ તો સરસ. ’

વિપિન બોલ્યો: ‘ તેં તો કહ્યું સરસ, પણ આમાં પાછી એક ફાંસ પેઠી છે એ તને નથી ખબર ? જગદીશ આજે કહેતો હતો કે એના બાપાનો કાગળ આવ્યો છે કે દેશમાં એમણે ક્યાંક એનો વિવાહ નક્કી કરી નાખ્યો છે. અને પરીક્ષા પછી તરત લગન થાશે. એવું થાય તો પછી થઈ જ રહ્યું ! છોકરો કેવો સરસ છે, અને મારી જાણતપાસમાં બાપની પાસે પણ ઠીક જીવ છે, એટલે તો મેં બધું નક્કી કર્યું હતું. છોકરાની પણ ઇચ્છા છે, અને એ તો બધી વાત તને ખબર છે! એટલે જગદીશ આજે એના બાપને બધું સ્પષ્ટ જણાવી દેવાનું કહેતો હતો કે ત્યાંથી કંઈ પાકું ન થઈ જાય. એ તો હું કરીશ. હવે વાત એમ છે કે મોડું કર્યે જરાયે ચાલવાનું નથી. કારણ કે આ તરફ આપણે બધું પાકું ન કરી

નાખીએ ત્યાં લગી હું લખી શકું શું ? અધકચરી વાત મને ગમતી નથી, એ તો તને ખબર છે. કેમ, તું શું કહે છે ?'

કહી તેમણે લલિતની સામે જોયું.

લલિત પહેલાંની પેઠે બોલ્યો: 'એ તો નક્કી જ છે. મેં ક્યારે ના પાડી છે! મેં તો તમને પહેલાંથી કહેલું છે. પણ હવે, મલિના મનની વાત જાણી લેવાએ જરા જરૂર ખરી. એની હું ઘરમાંથી ખબર કઢાવું છું. બસ, પછી વાત પાકી કરી નાખજો.'

વિપિન બોલ્યો: 'તે પૂછાવવું હોય તો પુછાવો.'

એવી રીતે આ શબ્દો તેમણે ઉચ્ચાર્યા કે એનો અર્થ એ થાય કે આમાં વળી એને પૂછવાની જરૂર શી છે !

પછી તેમણે નોકરને તમાકુ ભરવાનો હુકમ કર્યો.

લલિત ઊઠીને જવાનું કરતો હતો ત્યાં વિપિને ફરી કહ્યું: 'વહુમાની મારફત ખબર કઢાવી મને તરત ખબર કરજો. એટલે —'

કહી ફરી તેમણે છાપામાં મન પરોવ્યું.

ઉમાતારાએ પૂછ્યું: 'એટલામાં આવી ગયા ? કામ પતી ગયું !'

લલિતે બેધ્યાન ભાવે માત્ર માથું ધુણાવી જણાવ્યું: 'હા.'

ઉમાતારાએ કુતૂહલપૂર્વક વાત જાણવા માગતાં લલિતે બધી વાત તેને સ્પષ્ટ કહી.

હવે મલ્લિકાના મનની વાત જાણવાની મુખ્ય જરૂર ઊભી થઈ.

ઉમાતારા બોલી: 'એની હું વિધુની મારફત ખબર કાઢું છું.'

લલિત બોલ્યો: 'બરાબર.'

## : ૧૫ :

સમિતિનું કામ બીજા દોઢેક મહિના ચાલ્યું. અભય કે અતુલને બે દોઢ મહિના લગી હાલવાનો યે વખત મળ્યો નહોતો. તેઓ ઘેરેઘેર રેંટિયા ચાલુ કરવાના કામમાં લાગી ગયા હતા.

ચોમાસું પાક થતાં, ખેડૂતોના ઘરનો હાહાકાર કંઈક ઓછો થયો. મધ્યમ સ્થિતિના ગૃહસ્થો, જેઓ ગામ છોડીને ભાગી જઈ શકયા નહોતા, તેઓ હાથે કાંતેલું સૂતર વેચીને સમિતિની મદદથી જેમ તેમ કરી પેટનો ખાડો ભરવા લાગ્યા. એટલે, સાધારણ સ્થિતિ પાછી નહોતી આવી તો પણ સમિતિનું કામ પૂરું થઈ ગયું.

કલકત્તા જવાનું હતું તે પહેલાં અભયે અતુલને પૂછ્યું: ‘ રાણીના સંબંધમાં શું કરીશું ? એને છોડીને કંઈ જવાય નહિ, અને કલકત્તા લઈ જઈનેયે એને કયાં રાખવી ? ’

અતુલ કંઈ નક્કી ન કરી શકવાથી બોલ્યો: ‘ એ જ ચિંતા છેને ! ’

કહી ફરી તે વિચારમાં પડ્યો.

અભય બોલ્યોઃ ‘છાત્રાલય ન હોત તો એને તો હું મારે ત્યાં જ રાખત. વારુ — તારે ત્યાં શી અગવડ છે? તારા ઘરમાં તો કોઈ નથી!’

અતુલ જરા હસીને બોલ્યોઃ ‘કોઈ નથી એ જ તો અગવડ છે, કોઈ હોત તો ચિંતા જ ક્યાં હતી? તો પણ મારી એક દૂરની સગી માસી કાલીમાતાનાં દર્શન કરવા આવવાની હતી એમ એનો કાગળ હતો. મેં જોકે એને કદી જોઈ નથી, તો યે જો એ આવી હોય તો રાણીને રાખી શકાય. નહિ તો, થોડાક દિવસ રાખી પછી કંઈક વ્યવસ્થા કરવી પડશે.’

અભય બોલ્યોઃ ‘એ ઠીક છે, — ત્યાં ગયા પછી ગમે તે નક્કી કરી લેશું.’

કલકત્તા પહોંચ્યા પછી જોયું તો અતુલના ઘરમાં એનાં એ આવનારાં માસીમા પુત્ર સાથે આવી હાજર થઈ ગયેલાં હતાં.

અતુલને જોઈ તે બોલ્યાંઃ ‘આમ તાકી શું રહ્યો છે, ઓળખતો નથી શું! તે તારો યે શો વાંક ભાઈ! તેં કદી જોઈ હોય તોને, અને તારી ઊમરે એ વખતે કેટલી! મારી બેનની સાથે તું નવદ્વીપ ગયો હતો એ યાદ આવે છે કંઈ?’

યાદ તો નહોતું, પણ એણે માની પાસેથી એવું કંઈ સાંભળ્યું તો હતું, તેથી અનુમાન કરી અતુલ બોલ્યોઃ ‘હાં, મા તમારી વાત કરતી હતી ખરી.’

‘ખરી બરી શું —’ કહી માસીએ કોઈ વિચિત્ર ઢંગથી માથું હલાવી ગાલે હાથ દીધો, પછી ગદ્‌ગદ્‌ કંઠે બોલીઃ ‘મારી કંઈ એ જેવી તેવી બેન હતી, ભાઈ, મારી જ વાત આઠે પહોર જોતી તેની

આંગળ કર્યા કરે ! એક માના પેટનાં નહિ, એથી શું થયું ? પણ અમને જોઈને કોઈ કહી ન શકે કે આ સગી બહેનો નથી ! મને કેટલીયે વાર કહે, બેમી ! તારી ઇચ્છા થાય ત્યારે મારે ઘેર આવજે — એ તારું જ ઘર સમજજે ! હાય ! આજે ક્યાં છે એ બેન ! આજે કોણ ક્યાં છે !'

કહી તેમણે રડવાનું શરૂ કરી આંખે પાલવ દાબ્યો.

અતુલ માસીની આ લાગણીની અતિશયતા બરાબર સમજ્યો નહિ, પણ મોડું થાય છે જોઈ વાત બીજે રસ્તે વાળવાના હેતુથી તેણે એકદમ નીચા નમી એના પગમાં પ્રણામ કરી દઈ કહ્યું: 'તમે આવ્યાં તે બહુ સારૂં થયું, માસી, હવે —'

માસી વચમાં જ બોલી: 'તે આવવું જ પડે ને! પારકું હોત તો કંઈ અવાત આમ જોર કરીને ! તે હવે મને ધરપત વળી. ભાઈ હું તો તને નહોતો જોયો એટલે જાણે મધદરિયે પડી હતી ! ક્યારની યે વિચાર કર્યા કરતી હતી કે મરતા પહેલાં એક વખત કલકત્તાની મા કાળીનાં દર્શન કરી આવું, કદી યે ગઈ નથી. પણ આવું તે કેવી રીતે — લઈને કોણ આવે ? તોયે મારો 'હિમન્ત' — છઠ્ઠીનો દીકરો — લાયક પાક્યો છે. એ કહે, એમાં ચિંતા શું કરે છે, મા, હું તને લઈ જઈશ. એટલે તેને લઈને આવી છું. પણ આવીને જોઉં છું તો ક્યાંયે કોઈ ન મળે. પણ આ તારો નોકર, બાપુ, બહુ સારો છે. અતુલની માસી છું, એમ કહ્યું કે બધુંયે લાવી હાજર કરી દીધું, ક્યાંયે કામની કચાશ નહિ — કશું લાગવા નથી દીધું. મને બે દિવસથી જોઉં છું.'

આટલે સુધી ભૂમિકા કર્યા પછી, રાધારાણીને અંદર પેસતી જોઈ એ બોલ્યાં: 'ઓ મા, તું પરણ્યો ક્યારે, અતુલ ? અમને તો

જરા અમથા ખબરે ન આપ્યા ? ગરીબ ગરીબ તોયે તારી માસી કહેવાઉં ! એ મારી જેટલી હશે એટલી તમારી ઓછી જ થવાની છે ! તે ખબર ન આપી તો રહી : વહુમા, આમ આવો તો બેટા !'

રાધારાણી શરમ અને ભોંઠામણથી જાણે પાતાળમાં ઊતરી પડી. તે કોઈ રીતે મોં ઊંચું કરી શકી નહિ.

એની આ લજ્જા જોઈ ક્ષેમંકરી ખુશ થઈ પોતે જ આગળ આવતી હતી, ત્યાં અતુલ એકદમ બોલ્યો : 'તમારી ભૂલ થઈ, માસીમા, હું પરણ્યો નથી.'

બોલ્યો તો ખરો, પણ એકદમ છોકરીનો કંઈ પરિચય આપી શક્યો નહિ.

માસી આભી બની ગાલે હાથ દઈ બોલી : 'તો ?'

હવે મૂંગા રહેવું કેમ પાલવે ? તેથી અતુલ આંખો મસળી જેમ તેમ કરી બોલ્યો : 'એ અમારે આશ્રયે આવેલી એક છોકરી છે, માસી — બહુ ભલી છે.'

માસી નવાઈ પામી આભી બની જોઈ રહી.

રાધારાણીએ પછી આગળ આવી માસીને પ્રણામ કરી તેમની ચરણરજ લીધી.

અભય અત્યાર સુધી બારણા બહારથી ઊભો ઊભો શું ચાલી રહ્યું હતું તે જોઈ રહ્યો હતો, કંઈ બોલ્યો નહોતો. ચરણરજ લીધા પછી રાણીએ અભયની સામે જોયું. એ દૃષ્ટિમાં એવો નીરવ પ્રશ્ન સમાયો હતો કે બધું જોયું સાંભળ્યું ને ! હવે આ દારૂણ લજ્જામાંથી મને કેવી રીતે બચાવવાના છો એ કહેતા જાઓ.

અભય હવે આગળ આવી બોલ્યો : 'તમે અતુલનાં માસી છો, એટલે મારાં પણ માસી ઠર્યાં. આ છોકરીને થોડાક દિવસ તમારી

પાસે રાખવાની છે. બિચારી માબાપ વગરની ગરીબ છોકરી છે — એનું કોઈ નથી, માસી.'

આથી માસીનું આશ્ચર્ય જો કે જરાયે ઓછું થયું નહિ, તોપણ તેઓ સવાલના જવાબમાં બોલ્યાં: 'એ તો રાખીશ જ તો! હું તો બે દિવસ અહીં છું જ તો!'

કહી તેમણે અતુલની સામે જોઈ કહ્યું: 'કેમ અતુલ? મને અહીંનું બધું દેખાડીશ બતાવીશ ને! ક્યારે છું, — ક્યારે નથી! તો એ દેશમાં જઈ કહીશ તો ખરીને કે મારા ભાણાભાઈએ કલકત્તા શહેરનું જોવા જેવું બધું યે મને દેખાડ્યું હતું.'

અતુલનો શ્વાસ કંઈક હેઠો બેઠો — તે એકદમ બોલ્યો: 'એમાં શો શક — એ તો બધું થવાનું જ છે, માસી! હવે તમને આમને અંદર લઈ જાઓ.'

નલિનાક્ષ ગાડીવાળાને ભાડું ચુકવી આપી, સામાન ઉતરાવી બહાર જ ઊભો હતો.

અભય બહાર આવ્યો એટલે એ ને નલિનાક્ષ બંને પોતાના મુકામે જવા નીકળ્યા!

અતુલ પાછળ જ બહાર આવી બોલ્યો: 'અત્યારે અહીં જ રહ્યા હોત તો ચાલત —' પણ તે વખતે તો એ બંને રસ્તો ઓળંગી ફૂટપાયરી પર પહોંચી ગયા હતા.

જમ્યા પછી ચાંપાતલાવાળા ઘેર જઈ અભયે સાંભળ્યું કે લલિતચંદ્ર વળી ક્યાંક ગામડામાં કામે ગયા છે, અને તેમને પાછા આવતાં ચાર પાંચ દિવસ તો થવાના જ.

વિપિનચંદ્ર અભયને જોતાં જ બોલ્યા : 'કોણ, અભય બાબુ કે! દેશનું કામ તમારું પૂરું થઈ ગયું?'

અભય પોતાનું સ્વાભાવિક હાસ્ય કરી બોલ્યો : 'એ કામ તો અનંત છે! તોયે, હા—આ વખતનું કામ તો એક રીતે કહીએ તો પૂરું કરીને જ આવ્યો છું.'

વિપિનના મોં પર પણ હાસ્ય હતું, પણ તે મશ્કરીનું. તે બોલ્યો : 'સરસ! સરસ!'

કહી તેણે તરત પ્રશ્ન કર્યો : 'કેટલું ખરચ થયું તમને?'

અભય આ નહિ ધારેલા પ્રશ્નથી જરા નવાઈ પામી બોલ્યો : 'હજી હિસાબ નથી કર્યો.'

'એવી જરૂરે શી છે?'

કહી વિપિનચંદ્ર હસી પડચો.

આ પછી અભય આગળ કંઈ પણ બોલ્યા વગર અંતઃપુર તરફ આગળ વધ્યો, પરંતુ આ ખરચનો સવાલ તેના મનમાં કેવો યે જાણે ખટકયો!

તેનો જ વિચાર કરતાં કરતાં તેણે ઉમાતારાના ઓરડામાં પ્રવેશ કર્યો.

ઉમાતારા કોઈ માસિકપત્રનાં પાનાં ઉથલાવતી હતી, અભયને જોતાં જ બોલી : 'ઓ દિયરજી કે? ક્યારે આવ્યા?'

અભય એના પગની રજ લઈ બોલ્યો : 'આજે જ સવારે.'

ઉમાતારાએ એને બેસવાનું કહી પૂછ્યું : 'હવે ફરી જવાનું છે પાછું?'

અભય બેસીને બોલ્યો : 'ના, હવે જવાનું નથી. આ વખતે

કામ ખતમ કરીને જ આવ્યો છું. લલિતભાઈ ક્યારે આવવાના છે, ભાભી ?'

'પરમ દિવસે.'

કહી ઉમાતારાએ પૂછ્યું : 'હિસાબ કિતાબમાં તો કંઈ ગોટાળો થયો નથી ને !'

પાછી એ જ વાત ! અભયને આ પ્રશ્નમાં ફરી પેલા જ શબ્દોની પુનરાવૃત્તિ સંભળાઈ. તેણે મનમાં મનમાં વિચાર કર્યો કે જરૂર આમાં કંઇક રહસ્ય છે. હું રૂપિયા લઈ ગયો એ વાત સંબંધી અહીં જરૂર કંઇક ટીકા થઈ લાગે છે.

તે પ્રકટપણે બોલ્યો : 'ના, કશો જ ગોટાળો થયો નથી.'

મનમાંનો અંદેશો તે મોં ખોલીને ઉમાતારાને પણ પૂછી શક્યો નહિ. અભયના જેવો તેજસ્વી માણસ પણ આ રૂપિયાને લગતો ઇશારો સાંભળી જાણે કે વિચલિત થઈ ગયો હતો. અનુમાન કરવાનો પ્રયત્ન કરવા છતાંયે તે આ શબ્દોનો મર્મ કંઈ જ સમજી શક્યો નહિ.

સાંજ પડવા આવી હતી, પરંતુ હજીયે ઓરડામાં દીવો થયો નહોતો. મલ્લિકાએ બાબાને ખોળામાં લઈ ઓરડામાં પ્રવેશ કર્યો. અંદર પગ મૂકતાં જ અભયને જોઈ તે ચમકીને ઊભી રહી ગઈ. તે એકદમ તેને ઓળખી શકી નહિ, તેથી ધારીને જોતાં જ્યારે ઓળખ્યો ત્યારે ધીરે ધીરે આગળ આવી તેણે તેને પ્રણામ કર્યા.

અભય તેના માથા પર હાથ મૂકી બોલ્યો : 'કેમ, મને ઓળખ્યો નહિ શું !'

મલ્લિકા મૃદુ સ્વરે બોલી : 'અજવાળામાંથી આવું છું ને, એટલે.'

મોઢે તો તેણે આ જવાબ દીધો, પરંતુ અભયના પ્રશ્ને જુદા જ ભાવે તેના અંતરને સ્પર્શ કર્યો. ખરેખર, શું પોતે એને ઓળખી શકી છે ?— પણ એ વાત અહીં શા માટે ?

એટલામાં નોકરે આવી દીવો સળગાવી દીધો.

ઉમાતારા બોલી: 'કેમ, દિયરજી, કંઈ બોલતા કેમ નથી! તમારું મોં આજે ભારે ભારે કેમ લાગે છે?'

ઉમાતારાએ ખરું જ કહ્યું હતું, ઘરમાં દાખલ થતાં જ વિપિનના શબ્દો સાંભળ્યા ત્યારની અભયના મનના ખૂણામાં સંદેહની છાયા જાગી ઊઠી હતી, તેમાં ઉમાતારાના આ પ્રશ્ને પણ એ સંદેહને વધારે ગાઢ બનાવી દીધો. તેથી એ હમેશની જેમ સહેલાઈથી પોતાનો રોજનો ભાવ ચહેરા પર લાવી શક્યો નહિ.

તે મોઢે તો બોલ્યો: 'ના, કશું નથી.'

પરંતુ જે 'કશું' છે, તે કશુંને 'કશું નથી' કહેવાથી ઉડાવી દઈ શકાતું નથી. તેથી ઉમાતારા બોલી: 'તમે ગમે એમ કહોને, દિયરજી, તમારું શરીર આજે સારું નથી.'

અભય બોલ્યો: 'તે હશે. કશો નિયમ તો જળવાયો નથી.'

કહી ધીરે ધીરે તેણે વાત શરૂ કરી. અને ધીમે ધીમે સંક્ષેપમાં ત્યાંનો આ વખતનો અનુભવ કહી સંભળાવ્યો.

વાત પૂરી થઈ ગયા પછી અભયે ધાર્યું કે હવે રાધારાણીની વાત કરું, અહીં જ તેને માટે આશ્રય માગ્યા વગર બીજો ઉપાય નથી, પરંતુ આજની હવા જ તેને જુદી લાગી — ગમી નહિ. જે સંદેહ તેના મનમાં ઉત્પન્ન થયો હતો તે વિષે જાણી લીધા સિવાય આવી માગણી આજે ન કરવી એ જ ઠીક છે. બહુ વિચાર કરી છેવટે તે ચૂપ રહ્યો.

વાતવાતમાં તેણે રાધારાણી વિષે જે થોડુંક કહી નાખ્યું હતું, તે પણ ન કહ્યું હોત તો સારું થાત એમ તેને લાગ્યું. ઉમાતારા વખતે એ વિષે કંઈ પૂછી બેસશે તો!

પરંતુ ઉમાતારાએ એ વિષે કંઈ પૂછ્યું નહિ, તેને પણ હાશ થ
રાતના નવેક વાગે અભયે ઉમાતારાની રજા લીધી અને જ
જતાં વિધુના ઘરમાં પ્રવેશ કર્યો.

વિધુ ભોંય ઉપર ચતી પડીને ખૂબ એકચિત્તે ચોપડી
કંઈક લખી રહી હતી, અભયનો પગરવ પણ તેના કાનમાં સંભળાયો નહિ

એકદમ અભયને જોઈ તે ઝટપટ ઊઠી બેઠી થઈ ગઈ અ
કપડાં સંકોરી લેવાના બહાને ચોપડી ખોળામાં સંતાડી દીધી.

અભય બોલ્યો: 'કવિતા લખતાં લાગો છો.'

વિધુ બિલકુલ તૈયાર નહોતી, તે વધારે ભોંઠી પડી
બોલી: 'મજાક કરો છો? લખતાં તો આવડતું નથી, ત્યાં કવિ
કેવી!'

મલ્લિકા ફાનસ હાથમાં લઈ ઊભી હતી. ચોપડી સંતાડવા
વાત તેને ગમી નહિ, અને આ સંબંધમાં, કોણ જાણે કેમ તેના મન
કોઈ નવા જ પ્રકારની રીસ જાગી ઊઠી. ખાસ કરીને આજે
તદ્દન ખાનગી સાહિત્યચર્ચા દ્વારા વિધુએ અભયના મનમાં જે સમ્મા
અને ભક્તિભાવનું આસન ખૂબ સહેલાઇથી, ખોટી રીતે પ્રાપ્ત ક
લીધું હતું, એ વાત જાણે કે તેને દુઃખકર્તા થઈ પડી.

તે ધીમે ધીમે અભયની સામે ફરી ક્ષુણ્ણ કંઠે બોલી: '
તમે રહો, મારે કામ છે.'

કહી તે એકદમ ત્યાંથી ખસી ગઈ.

આ પછી, ચોપડી કે લખવાનો પ્રશ્ન એકદમ જ જાણે
દબાઈ ગયો.

વિધુએ શું ધાર્યું તે એને ખબર. તે એક નિઃશ્વાસ ના
બોલી: 'તમારું ત્યાંનું કામ પૂરું થઈ ગયું કે ફરી જવાનું છે?

અભય બોલ્યો : 'ના, હવે ફરી નથી જવાનું. પતાવીને આવ્યો છું.'

વિધુ બોલી : 'આ વખતે તો ત્યાં ઘણા દિવસ રહ્યા.'

અભય બોલ્યો : 'હા, ઘણા દિવસ રહ્યો.'

બંને જણુ સમજ્યાં કે વાત જામતી નથી; એવામાં મલ્લિકા ઓચિંતી પાછી આવી બોલી : 'શું ફરી જવાના છો પાછા?'

અભય પાછો ફરી બોલ્યો : 'આજે હું જાઉં, રાત બહુ થઈ ગઈ. અમારા રસોડામાં ખાવા કરવાનું પતી ન ગયું હોય તો સારૂં!'

વિધુ ગભરાઈને બોલી: 'તો વધારે મોડું ન કરશો!'

બહાર નીકળતાં નીકળતાં અભયે એકદમ મલ્લિકાની સામે જોઈ પૂછ્યું : 'તમારું શરીર શું સારૂં નથી રહેતું?'

આમ પૂછી તે ઊભો રહ્યો.

પ્રશ્ન સાંભળી મલ્લિકા પણ ચમકીને ઊભી રહી, પરંતુ અભયના મોં સામે એ જોઈ શકી નહિ. નીચું જોઈ તે મહા પ્રયત્ને બોલી : 'ક્યાં? મને તો કશું નથી. હું ક્યાં માંદી છું તે!'

પરંતુ થોડી વાર થયાં તેના મનમાં એવી એક અજાણી યંત્રણ જાગી ઊઠી હતી, કે એ યંત્રણા જેવું દુઃખ એણે કદી પણ અનુભવ્યું નહોતું, પણ એ દુઃખનું તે કંઈ નામ છે? કંઈ અર્થ છે? એ કહેવાય પણ કેમ? સમજાવાય પણ કેમ કરીને?

મલ્લિકા આનો જ વિચાર કરતી હતી, એવામાં અભય એના મોં સામે જોઈ બોલ્યોઃ 'ના તો કહો છો, પણ તો પછી તમારું મોં આવું કરમાયેલું કેમ છે?'

મલ્લિકા આ શબ્દોનો કંઈ પણ જવાબ દીધા વગર બોલી :

'હજી ક્યાં લગી તમે મને તમે કહીને બોલાવશો, કહો જોઉં ? દૂરના માણસને તમે પાસે ખેંચો છો, ને નિકટના માણસને દૂર ધકેલી કાઢવા ચાહો છો !'

શબ્દોનો કરૂણ ધ્વનિ સાંભળી અભયને દુઃખ થયું. છતાં એકદમ શું જવાબ દેવો, તે પણ તે તરત નક્કી કરી શકયો નહિ. ખરેખર, જેમની સાથે આવી આત્મીયતા થઈ છે, તેમની તરફથી આવો આક્ષેપ આવે તો એ પણ શો જવાબ દે ?'

તથાપિ, થોડી વાર પછી એણે જવાબ દીધો. તે બોલી : 'રાત દિવસ બહારગામ રહું છું ખરોને, એટલે બહારનાં માણસોને આપ, તમે, એમ કહીને બોલાવવાની ટેવ પડી ગઈ છે, તે ટેવથી ઘરનાં માણસોને પણ આપ, ને તમે કહી દેવાય છે. એ તું કંઈ મનમાં ન લાવતી.'

મલ્લિકાના અંતરમાં આનંદનો એક પ્રવાહ વહી ગયો. તેણે પોતાની હર્ષથી પ્રફુલ્લિત આંખો ઊંચી કરી વ્યગ્રતાના સ્વરે ફરીથી પ્રશ્ન કર્યો : 'એક વાત પૂછું આજે તમને ?'

અભય નવાઈ પામી બોલ્યો : 'પૂછ.'

બોલી તો ખરી, પણ પૂછવું તે ઉચિત છે કે નહિ તે કંઈ નક્કી ન કરી શકવાથી મલ્લિકા ચૂપ રહી.

'કેમ, શું પૂછવું હતું, બોલો ને.'

તો પણ થોડીવાર ખચકાઈને મલ્લિકાએ માથું નીચું કરી છેવટે મહાપ્રયત્ને પૂછી નાખ્યું : 'નાની માની પાસેથી તમે કંઈ રૂપિયા લીધા છે ?'

ભોંઠો પડી અભય આ સવાલ સાંભળી ગંભીર બની બોલ્યો : 'હા, લીધા છે.'

'કેટલા રૂપિયા લીધા છે?'

'પાંચસો રૂપિયા.'

'દુકાળના રાહત કાર્ય માટે જ ને?'

'તું શું એમ ધારે છે કે મારે માટે?'

'એમ નથી કહેતી, પણ કેવી રીતે એ રૂપિયા ખરચાયા છે એ બધું લખી રાખ્યું છે ને?'

અભય મલ્લિકાના સવાલનો ઢંગ જોઈ વધુ ને વધુ નવા પામતો જતો હતો, તે બોલ્યો: 'માત્ર લખી રાખ્યો છે એમ નહિ એનો હિસાબ સુદ્ધાં છાપામાં છપાઈ ગયો છે.'

'કયા છાપામાં.?'

'રાજભૂમદર્પણમાં. આટલું બધું પૂછવાની તને શી જરૂર પડ મલ્લિકા?'

મલ્લિકા આજે પહેલી જ વાર આ અભયને મોઢે પોતા નામ સાંભળી કંપી ઊઠી. તનતોડ પ્રયત્ન કરી શક્તિ સંગ્રહ ક તે બોલી: 'છાપું મને જરા આપશો?'

'તું તે લઈને શું કરીશ? મારા પર શું તને વિશ્વાસ નથી?

મલ્લિકાનાં રોકાયેલાં આંસુ હવે રોકાઈ રહેતાં નહોતાં. જેમતે કરી આંસુ દબાવી દઈ તે બોલી: 'તમને કેમ ખબર પડે!— આંખ માંડીને જોતા હો તોને!'

બોલતાં બોલતાં તે રડી પડી બોલી: 'તમારા પર વિશ્વાસ ન આવે, મને?'

અભય અતિશય ખેદ પામી બોલ્યો: 'આ શું! તું ર છે કેમ?'

રડતી રડતી મલ્લિકા બોલી : ' એ વિષે કેવી જૂઠી જૂઠી વાતો ઊડી છે — મારાથી આ નથી સહન થતું. '

આ કેવી વાત ? પોતાની બદનામીને લીધે નહિ, પણ મલ્લિકાના દિલની લાગણી જોઈ અભય એકદમ વિસ્મયથી મૂઢ બની ગયો.

તે કાંપતા અવાજે બોલ્યો : ' એની તારે ચિંતા કરવાની જરૂર નથી, મલ્લિકા. હું સૌને સમજાવી દઈશ. તું આંખો લૂછી નાખ. '

હવે વધુ તે ઊભો રહ્યો નહિ — એકદમ બહાર નીકળી ગયો. મલ્લિકાના અંતરની છબી, પળવાર માટે પણ, આજે સાફ સાફ જોઈને અભય વિચારવા લાગ્યો કે આ શું થયું !

: ૧૬ :

ત્રણ ચાર દિવસમાં જ અતુલ પોતાની આ નવી આવેલી માસીનો સ્વભાવ કંઈક સમજી ગયો. તેણે જોયું કે મોઢે ગમે તેમ કહે, પણ ધર્મ કરતાં કર્મ તરફ જ માસીની આસક્તિ વધારે છે, પૂજાના ઓરડા કરતાં, તિજોરીના ઓરડા ઉપર જ તેમની દૃષ્ટિ તીવ્ર છે, અને કાલીઘાટની કાલી માતાનાં દર્શન કરવા કરતાં આલિપુરનો બાગ ઘૂમીને પશુપક્ષીઓ જોવાની આકાંક્ષા જ વધારે પ્રમાણમાં છે. હેમંતને ફલાણી ને ઢીંકણી શોખની ચીજો, ખાસ કરીને સારાં સારાં કપડાં લાવી આપવા તરફ, અને એ છોકરાના ભવિષ્ય સંબંધમાં પણ એમની ખૂબ નજર રહેતી હતી.

વાતચીત કરવાની રીત પણ માસીની જુદી જ હતી. સીધી રીતે વાત કરતાં તો તેમને આવડતી જ નહિ.

અતુલ જો જાણવા ખાતર પૂછે કે માસી ખાધું? તો માસી લાંબી લાંબી વાત કરી કહે: અરે, ભાઈ! ખાવાનું? એ બધું હવે ક્યાં રહ્યું છે? બે કોળિયા મોંમાં નાખવા પડે એટલે નાખું છું—જીવને કેટલું દુઃખ દેવું?

માસી કદાચ સૂઈ ગયાં હોય ને અતુલની નજરે પડે ને અતુલ વિવેકની ખાતર જો પૂછેઃ કેમ માસી, જરા સૂઈ ગયાં છો ? તો માસી હોઠમાંથી એવો એક વિચિત્ર અસ્પષ્ટ અવાજ કાઢી કહે : ' સૂઈ વળી ક્યાં ગઈ છું ? આ તો જરા શરીર હલકું કરું છું. જાણે સૂવાનું તેમને માંટે અશક્ય જ હોય એવી વાત !

ઊંઘવાની વાત પણ તેઓ કેમે કબૂલ કરતાં નહિ. ઘસઘસાટ નસકોરાં બોલતાં હોય, ને અતુલના જોડાનો અવાજ થતાં ઓચિંતી ઊંઘ ઊડી જાય, તો અતુલ ભોંઠો પડી બોલી નાખેઃ ' ઓહ ! ઊંઘ ઊડી ગઈ, માસી ?' ત્યાં તો એકદમ માસી એનો રદિયો આપતાં બોલે : ' ઊંઘ જ ક્યાં આવે છે, ભાઈ! '

અતુલ હસીને બોલે : ' નસકોરાં બોલતાં હતાં ને!'

માસી જરા પણ વિચલિત થયા વગર બોલે : જરા આંખો મળવા આવી હતી એટલું જ ! બાકી ઊંઘ તો કદી એમને આવતી જ નથી.

આમ દરેક વાત વક્રતાથી બોલવાની એમની રીત હતી. પરંતુ એથી કંઈ બગડતું કરતું નથી. પરંતુ રાધારાણી તેમને આંખના કણાની પેઠે ખૂંચતી હતી, એ જ અતુલને ભારે ચિંતાનું કારણ થઈ પડ્યું હતું. માસી એને બિલકુલે છૂટ લેવા દેતાં નહોતાં, ને દિવસ રાત માત્ર દાસીની પેઠે વૈતરું જ કરાવ્યા કરતાં. એનું અતુલને બહુ દુ:ખ થતું. તેણે જાતે એને કામ કરતી જોઈ હતી. કામ કરવામાં અગૌરવ નથી, પરંતુ પારકાના હુકમથી આ દાસીવૃત્તિ કરવામાં ખરેખર જ ખૂબ અપમાન છે.

એક દિવસ કોઈ એવા તોછડા શબ્દો કાનોકાન સાંભળી અતુલે તેની માસીને કહ્યું : ' તમે સારા ઘરની છોકરી સાથે આમ તોછડાઈથી

કેમ બોલો છો, માસી! એને અમે લઈ આવ્યા છીએ, અને અમે એના પર ખૂબ ભક્તિભાવ રાખીએ છીએ.

માસી મોઢું બગાડી બોલ્યાં: 'એ હશે, મોટા ઘરની છોકરી, બાપુ! પણ એને કામ શીખવાડું છું એ હું શું ખોટું કરું છું! એને કેટલું આવડે છે તે!'

હવે શું કહેવું તે અતુલને સમજાયું નહિ, તે ચૂપ રહ્યો.

માસી એને નિરૂત્તર જોઈ વળી બોલ્યાં: 'એવું તે મેં એને શું કહ્યું છે કે એ તારી આગળ ફરિયાદ કરવા આવી!'

અતુલ બોલ્યો: 'એનો એવો સ્વભાવ જ નથી, હશે, પણ હવે પછી—'

માસી વચમાં જ બોલ્યાં: 'મોટા ઘરની દીકરી, એને કંઈ કહેવાશે? આવડતું તો કંઈ નથી, એનું થશે શું?'

અતુલ કે અભયની સાથે રાધારાણી વાત કરે એ માસીને જરાયે ગમતું નહિ. અહીંયાં આડોશીપાડોશી તો કોઈ હતાં નહિ, એટલે એમને નિંદા કરવાની તક મળતી નહોતી, અને અભય કે અતુલને તો કંઈ કહી શકાતું નહિ, એથી બધો ગુસ્સો ઊતરતો રાધારાણીની ઉપર.

બીજું પણ એક મોટું કારણ હતું, તે હેમન્તની સાથે તો અક્ષરે કદી બોલતી નહિ—માસીથી એ કેમ સહન થાય?

પાંચેક દિવસ પછી એક દિવસ સાંજે રાધારાણીએ અતુલને કહ્યું: 'મને અહીંયાં જ રાખવાનું શું તમે સૌએ નક્કી કર્યું છે?'

અતુલ ઊંચું જોયા વગર જ બોલ્યો: 'એનો જ તો હું

વિચાર કરું છું. અભય દા શું કરે છે તેની ખબર નથી. આજે આવવા દો ! અહીં તને ખૂબ અગવડ પડે છે, મને ખબર છે.'

રાધારાણી આગળ કંઈ જ બોલી નહિ, નીચું જોઈ જમણા પગના અંગૂઠા વડે ભોંય ખોતરવા લાગી.

અતુલે શી ખબર શો વિચાર કર્યો, ધીરે ધીરે સ્નેહ ભરપૂર કંઠે એના ઢળેલા મોં સામે જોઈ એ બોલ્યો : 'તને કંઈ અગવડ પડે તો મને જણાવવાનું તો મેં તને કહેલું જ છે — પણ તું તો મને કશું કહેતી નથી, રાણી !'

આ અતિ સ્નેહના સંબોધને કોણ જાણે કેમ આજે રાધારાણીની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં. ઝટપટ આંસુ લૂછી નાખવા માટે તેણે મોં ફેરવી લીધું, અને ભીને કંઠે બોલી : 'ના, એવી તો કંઈ અગવડ પડતી નથી કે કહું. પણ માસીમા મને આખો દહાડો શું કરવા આમ કર્યા કરે છે એની કંઈ સમજ પડતી નથી. પણ જવ દો — મારે લીધે તમને સૌને ખૂબ દુઃખ વેઠવાનું આવશે એવું લાગે છે.'

આમ કહી એણે ફરી નીચું જોયું.

શું બોલવું, કયા શબ્દોથી તેને આશ્વાસન આપવું એની અતુલને સમજ પડી નહિ. છેવટે, કંઈક વિચાર કરી તે બોલ્યો : 'તું શું અમારે ત્યાં —'

બરાબર આ વખતે, 'અતુલ છે ?' કહી અભયે બારણું ઠોક્યું. બારણું ઉઘાડું જ હતું, તે ઊઘડતાં જ અભયે પ્રવેશ કર્યો અને બંને જણની સામે પળવાર જોઈ જાણે આભો જ બની ગયો.

અતુલ ઝટપટ બોલ્યો : 'અભયદા, રાણીની કંઈ વ્યવસ્થા કરી ?'

જવાબ સાંભળવા માટે જાણે રાધારાણી અભયની સામે જોઈ રહી.

અભય પણ પળવાર એની સામે જોઈ અતુલને અનુલક્ષીને બોલ્યો: 'જ્યાં ધાર્યું હતું ત્યાં તો આજે પણ હું વાત કાઢી શક્યો નથી. લલિત ભાઈ હજી આવ્યા નથી, એ તો તને ખબર છે. એ આવે કે કંઈક ગોઠવણ કરી નાખીશ.'

રાધારાણી શું સમજી એ એને ખબર, પરંતુ અભયની સામે જોઈ એણે સ્પષ્ટ પ્રશ્ન પૂછ્યો: 'ત્યાંથી પાછું વળી બીજે ક્યાંક જવું પડશે ને? એ કરતાં તો મને—'

અભય તેના મનનો ભાવ સમજી, તે પૂરું બોલી રહે તે પહેલાં જ બોલ્યો: 'ના, હમણાં તો ત્યાંથી બીજે ક્યાંયે જવાનું નહિ થાય. એ બહુ સરસ જગા છે, ત્યાં તને કશું દુઃખ નહિ પડે. મને તો ત્યાં મારા ઘર જેવું લાગે છે—રોજ જાઉં છું. તારી ખબર કાઢી શકીશ.'

અતુલ બોલ્યો: 'પણ ત્યાં કંઈ જીંદગીભર ઓછું જ રહેવાવાનું છે?'

રાધારાણી કંઈક કામે એકદમ ત્યાંથી જતી રહી.

અતુલની ઇચ્છા એવી હતી કે આ સંબંધી તમામ વાત રાધારાણીના સાંભળતાં જ થાય. પણ રાધારાણી એકદમ ઊઠીને જતી રહેવાથી એના મનની વાત મનમાં રહી ગઈ. તો પણ તે મોં ખોલી તેને બોલાવી પણ શક્યો નહિ.

પ્રથમના પ્રશ્નની જ પુનરાવૃત્તિ કરી તેણે અભયને ફરી કહ્યું: 'રાણીના ભાવિ જીવનનો પણ વિચાર કરવાનોયે સમય આવી પહોંચ્યો છે. ત્યાં રહેવાથી એ પ્રશ્ન ઉકલી જશે ખરો?'

અભય જરા વિચાર કરી બોલ્યો: 'એ કંઈ સમજાતું નથી.'

આજે તેના મગજમાં અનેક ચિંતાઓ ઉપસી આવવા લાગી હતી.

અતુલ જરા વાર રાહ જોઈ ખચકાતા સ્વરે બોલ્યો: 'વારૂ, માસી તો હવે અહીં જ છે, અહીં રહેવામાં એવો કંઈ વાંધો હવે છે?'

પરંતુ માસીની વર્તણૂકની વાત અને રાધારાણીનો ઘડીક પહેલાંનો ભાવ યાદ આવતાં જ, તે આમ બોલી નાખ્યા પછી કંઈક નિરૂત્સાહ બની ગયો અને સાથે સાથે માસીની ઉપર તેનું મન અત્યંત ખારું થઈ ગયું. તેથી તે વાક્ય ભાર દઈને પૂરું કર્યા વગર જ મનમાં મનમાં વિચારવા લાગ્યો, કે માસીને સૂચના આપવા છતાં પણ એમની વર્તણૂક સુધરી નહોતી, તો પછી હવે એમનો ભાર ઉપાડવાની જરૂરે શી છે? વળી, કાલે હેમંતનો જે નવો પરિચય મળ્યો છે, તે પરથી તો લાગે છે કે જેમ જલદી આ લોકોના હાથમાંથી છુટાય તેમ સારૂં છે.

અતુલ આ રીતે વિચાર કરી રહ્યો હતો, એવામાં અભય બોલ્યો: 'તારી માસી જો અહીં રહે, તો જુદી વાત છે, નહિ તો મને લાગે છે કે રાણીને માટે કોઈ ગૃહસ્થ–ઘરનો આશ્રય લેવા વગર બીજો કોઈ ઉપાય નથી. પછી બીજો કંઈ રસ્તો નીકળે તો જુદી વાત. એના સંબંધમાં ખૂબ સાવધ રહેવાની જરૂર છે, કારણ કે એ વિષે ઘણી વાતો ઊડવાનો સંભવ છે! એટલે મને લાગે છે કે લલિતભાઈને ઘેર રાખવાનો જ પ્રયત્ન કરવો ઠીક છે, અભિલાષને પણ હું પૂછી જોઈશ — તું શું કહે છે?'

આ પછી, અતુલને આ જ વાત કબૂલ કરવી પડી.

તે બેધ્યાનભાવે બોલ્યો: 'એ જ ઠીક છે!

એના બોલવાની રીત જોઈ અભયે ફરી તેના મોં સામે જોયું ને કહ્યું; 'લલિતદાનું ઘર તો આ પાસે જ છે, આપણે રોજ ખબર

કાઢી શકીશું. એમને પાછા આવવા તો દે, તારી પણ ઓળખાણ કરાવી દઇશ—તું જોજેને, કેવા સરસ માણસ છે.'

અતુલ વધારે ઉત્સાહમાં આવી બોલ્યો: 'બસ, એ જ સરસ છે—એમ જ કરો, પછી નિરાંતે યથાસમયે બધું વિચારી લેવાશે.'

આ વખતે રાધારાણીએ પ્રવેશ કર્યો.

અભય એની સામે જોઈ બોલ્યો: 'અમે તો એ જ નક્કી કર્યું છે, હવે તારી મરજી જાણી લેવી જોઈએ. મને ખબર છે ત્યાં લગી, લલિતદાને ઘેર તને કોઈ વાતે કશુંયે દુઃખ નહિ પડે. ત્યાં તને સંસ્કાર ને સોબત બંને એવાં મળશે કે જે મળવાં દુર્લભ છે. પણ લલિતભાઈ હમણાં છે નહિ, એક બે દિવસમાં એ આવી જશે. આવ્યા પછી બધું નક્કી કરી લઈશ. તને બધી વાત કહેવી ઠીક છે એમ સમજી કરું છું. એમનાં પત્ની પણ મારા પર ખૂબ સ્નેહ રાખે છે, જોજેને, તારા પર પણ કેવું વહાલ રાખશે. વળી, એમની એક ભાણી પણ એમની સાથે રહે છે, તારી જ ઉમરની છે.'

અભયના શબ્દોમાં કોઈ જગાએ શાનો કંઈક આભાસ પામી રાધારાણી જરા ગંભીર બની, પરંતુ બીજી જ ક્ષણે, તે ભાવ છુપાવી દઈ તે બોલી: 'તમને ઠીક લાગ્યું, પછી મારે કંઈ કહેવાનું હોતું નથી.'

અતુલ બોલ્યો: 'તો પણ તારું મન તો અમારે જાણવું જોઈએ ને!'

રાધારાણીએ થોડીવાર તેનો કંઈ જવાબ દીધો નહિ, મૂંગી ઊભી રહી. પછી અભયની સામે પોતાની પહોળી આંખો ઠેરવી બોલી: 'હું ત્યાં જ જઈશ.'

અતુલ કંઈક બોલવા જતો હતો તે એકદમ બંધ થઈ ગયો.

અભયે રાધારાણીની સામે જોયું હતું, તેની બોલવાની રીત, તેનો કંઠસ્વર, તેની આંખની દૃષ્ટિ, એ બધાયમાં એના મનનો ભાવ તે બરાબર સમજવાની કોશિશ કરી રહ્યો હતો. તેણે જોયું તો એની શ્યામલ આંખોની કીકીઓમાં અષાડના મેઘના જેવી એક પ્રકારની ચંચળ સ્નિગ્ધતા દૂર દૂરના કોઈ પવનની આશાએ ટાંપીને બેઠી હતી ! દિગન્તના છેડેથી જો એનો ઈશારો આવે તો જ જાણે પોતાની ગાઢ શ્યામતાની વેદનાનું સંપૂર્ણ દાન કરી દઈ એ કૃતકૃત્ય બને !

આ જ શું પેલી અનાથ નિરાધાર રાધારાણી છે, જેણે બે મહિના પહેલાં પોતાની મૃદુ આંખો અને કુંઠિત શરીર લઈ એક દિવસ બળદ-ગાડીમાંથી ઊતરી એને પ્રણામ કર્યા હતા ! આ શું એ જ છોકરી છે જે પોતાનું ભૂખથી કૃશ બનેલું દૂબળું શરીર એની નજર આગળથી છુપાવવા પ્રયત્ન કરતી ! આ તો આશા આકાંક્ષાઓથી કંપમાન, વ્યથા ને વેદનાથી મંદ્રિત, અને ગુપ્તતાના ગંભીર રહસ્યથી સ્પંદમાન રમણી છે ! સુકાઈ ગયેલી ઝરણી ક્યાંકથી અદૃશ્યપણે શક્તિ સંચય કરી એકદમ આંખ આગળ આજે તરંગિણી રૂપે દેખા દેતી હતી ! વર્ણ એનો કાળો છે, પરંતુ એ કાળાશમાં કેટલું સૌન્દર્ય છે ! કેવી સ્નિગ્ધ સરસતા ! કેવી ગાઢ ગંભીરતા, કેવી મોહન મધુરતા !

આની સાથે સાથે મલ્લિકાનું તે દિવસનું મુખ તેને યાદ આવી ગયું. બંને એક સરખાં નથી, છતાં બંનેમાં કોણ જાણે ક્યાં કંઈક સમાનતા છે — બહાર કે અંતર ?

## : ૧૭ :

અભય સંબંધી રખેને મલ્લિકાની સાથે કોઈ અપ્રિય ચર્ચા ઊભી થઈ જાય, અથવા તો રખેને ઓચિંતો અભય આવી પહોંચી પેલી રૂપિયા લેવાની વાત સંબંધી પોતાને સવાલ જવાબમાં ઉતારે, એ બીકે જગદીશ હવે લલિતના અંતઃપુર તરફ ઝાઝું આવતો જ નહિ. લલિતચંદ્રના મનનો પ્રવાહ તે બહુ સારી રીતે સમજતો હતો. તેમનું હૃદય ચંચળ હતું, છતાં યે યંત્રચાલિત વાહનની પેઠે, તેનો પાકો નિયમ અને ચોક્કસ માર્ગ નક્કી થયેલો છે, જગદીશ એ બરાબર જાણતો હતો ને સમજતો પણ હતો. એટલે રીતસર ચાલીએ તો તેઓ કદી પણ પોતાની મેળે કોઈ અપ્રિય વાત શરૂ કરી ઘરની સ્ત્રીઓની આગળ પોતાને ભોંઠો પાડવાનું કરવાના નથી; આટલું એને આશ્વાસન હતું!

ચાલતી ટ્રામગાડીની છેક નજીક થઈને જઈ પણ શકાય, પરંતુ અભયના જેવી બળદગાડીનો જરાયે ભરોસો નહિ. રસ્તા પર ચાલવાના તમામ કાયદા કાનૂનોનો ભંગ કરી કઈ ઘડીએ એ ગરદન પર આવીને નહિ પડે એ કહી શકાય નહિ! મલ્લિકા પણ એ જ બળદ ગાડીની બેસારૂ હોય એવો એને વહેમ ને ભય લાગવા માંડ્યો હતો.

આમ વિચાર કરીં છેવટે જગદીશે વિપિનચંદ્રનો જ આશ્રય ગ્રહણ કર્યો. તેઓ જ લલિતચંદ્રને કહી સગપણનો સંબંધ પાકો કરી નાખે એવી તેની ઇચ્છા હતી. અભયની તરફ મલ્લિકાનું આકર્ષણ ચોક્કસ કઈ જાતનું છે, એ વિષેનો સંદેહ જેમ જેમ તેને વીંધવા લાગ્યો, તેમ તેમ તે તેની પરવા કર્યા વગર મલ્લિકાને મેળવવા માટે અધીરો બનતો ગયો.

સાંજ પૂરી થઈ ગઈ છે. વિપિનચંદ્ર ઑફિસનાં કપડાં બદલી પોતાના બહારના બેઠકખાનામાં આવીને બેઠા હતા, એવામાં જગદીશ આવીને બેઠો અને અડધા કલાક લગી ખૂબ વિનયપૂર્વક કંઈક વાત કરી તે મેડા પર મોટી મામીના ઓરડામાં જતો રહ્યો.

લલિતચંદ્ર સાંજનું ફરવાનું પતાવી પાછા આવતાં જ વિપિને તેમને બોલાવ્યા: 'લલિત, કપડાં બદલીને આવ તો, જરા વાત કરવાની છે.'

લલિત અંતઃપુરમાં ગયા વગર જ ત્યાં આવીને બેઠો એટલે વિપિનચંદ્ર બોલ્યા: 'મલિના સંબંધમાં ખાતરી કરવાનું કહ્યું હતું એ કરી છે?'

લલિત માથું ખંજવાળી બોલ્યો: 'હા, કરી છે, — વિધુ કહે છે કે મલિ મોઢે હા કે ના કશું કહેતી નથી, તો પણ જગદીશને પરણવાની એની ઇચ્છા હોય એવું લાગતું નથી —'

બોલી, પોતે જ જાણે કંઈ અપરાધ કર્યો છે એવા ભાવે લલિત બીજી તરફ મોં ફેરવી ચૂપ થઈ બેસી રહ્યો.

આ સાંભળી વિપિનચંદ્રનું મોં ગંભીર બની ગયું. થોડીક મિનિટ શૂનમૂન બેસી રહી તેમણે એકદમ ઘાંટો પાડ્યો: 'એ બધું હું

સાંભળવાનો નથી. જગદીશના બાપને મેં વચન આપી દીધું છે. તેમણે પણ લખ્યું છે કે જેમ બને તેમ જલદી દિવસ નક્કી કરી નાખો. હવે, આ સંજોગોમાં, હું એમને શું કહું? એ નહિ બને! અને, આવડી અમથી છોકરી — એની વળી ઇચ્છા અનીચ્છા શું? હું આવું બધું કંઈ સમજતો માનતો નથી.'

લલિત કુંઠિત બની બોલ્યો: 'તમે પહેલેથી એમને લખી નાખ્યું છે?'

વિપિન બોલ્યો: 'તો શું કરું? આત્મીય માણસ ઉપરાઉપરી કાગળો લખ્યા કરે, પછી આપણે યે સભ્યતા તો રાખવી પડે છે!'

તો પણ લલિત ખચકાતો ખચકાતો બોલ્યો: 'સભ્યતા તો ખરી, પણ વાત એવી થઈ હતી કે મલિને પૂછ્યા કર્યા પછી શું લખવું તે નક્કી થશે. એટલામાં તો તમે —'

વિપિન વચમાં જ બોલ્યો: 'તેં કહ્યું તેથી મેં તો કહેલું કે પૂછી જોજે, બાકી એમાં એવું પૂછવાનું જ શું છે, હું તો કંઈ જ સમજતો નથી! આવું ઘર કંઈ રેઢું પડ્યું છે! હં! ખરચ પણ બહુ નહિ થાય. આથી વધારે બીજું શું જોવાનું હતું?'

લલિત ફરી ખૂબ સંકોચપૂર્વક બોલ્યો: 'એ તો બરાબર છે, પરંતુ મલિની જ જો મરજી ન હોય તો પછી આમ કરવાથી લાભ શો?'

હવે વિપિન ઉત્તેજિત થઈ જઈ બોલ્યો: 'તમારું એ પરંતુ બરંતુ મને સમજાતું નથી. એ તો ઠીક કહો છો, ને પાછું પરંતુ ક્યાંથી આવી જાય છે? તારી એ બધી છોકરમતી હજી ગઈ નહિ. આ પેલે દિવસે કેટલા બધા રૂપિયા પેલો છેતરીને લઈ ગયો! જાણો નહિ, કરો નહિ, એક છોકરો આવીને બોલ્યો કે તરત રૂપિયા કાઢીને

આપી દીધા! ન મળે એનો દસ્તાવેજ, ન કંઈ. બસ મોઢામોઢ બધું — અને, સાચું કહેતાં વળી શરમ શી, તમારા એ અભય વિષે મૂળથી જ મને કંઈ વહેમ છે. આજકાલ તો જોઉં છું કે એ ફાવે ત્યારે ઘરમાં જાય છે ને આવે છે! અને આ થોડા દિવસથી તો એક રસ્તા પર રખડતી છોકરી લાવીને નાની વહુને સોંપી ગયો છે! જાણો છો એ છોકરી વિષે કશું! શી ખબર કોણ હશે! કહે છે, અનાથ છોકરી છે. તો પણ શું! આ બધું શું ચાલી રહ્યું છે, મને તો કંઈ જ સમજ પડતી નથી. હાસ્તો, પણ તને શું કહું? તમે કરો છો એ હું જોઉં છું. પરંતુ, હવે તો હદ થવા માંડી છે, છેવટે આમાંથી જ કંઈ ગોટાળો થશે, એ તને કહી દીધું! મારી પણ જવાબદારી છે, કે નથી? જુઓ, આ મલિનો વિવાહ, મારે પણ જોવું જોઈશેને! ના, મને તો લાગે છે કે બધી મુસીબત એ અભયને લીધે જ છે! એ આવ્યો ત્યારનું આવું બધું થવા માંડયું છે. પહેલાં તો કદી કોઈ કશું બોલતું નહિ!'

લલિતે પોતાના મોટાભાઈના મોઢેથી આટલાં બધાં વાક્યો એકી સાથે આ પહેલી જ વાર સાંભળ્યાં. તેથી તે ખૂબ અસ્વસ્થ બની ગયો. તો પણ પ્રયત્નપૂર્વક ધીરજ ધરી તે બોલ્યો: 'અભયને તમે ઓળખતા નથી, એટલે આમ બોલો છો!'

વિપિન પહેલાંની પેઠે જ ગરમ બની બોલ્યો: 'ખૂબ જાણું છું! એ તો હું માણસને જોઈને જ સમજી જાઉં છું. પૂછું છું કે હું તારાથી મોટો કે નાનો? કહું છું, મારું કહ્યું હજી માન. તું હવે આમાં ફાંસ નાખીશ નહિ. મેં વચન આપ્યું છે, એટલે હવે બીજો વિચાર કરવાનું મૂકી દે. લગન થઈ જવા દે — પછી જોજે, બધું બરાબર થઈ જશે, કશી મુશ્કેલી નહિ રહે. ફરી તને કહું છું કે આ અભયથી તું બહુ ચેતતો રહેજે. જેનું કૂળ શીલ કંઈ જાણીએ

કરીએ નહિ, એવાની સાથે, શાસ્ત્રો જ કહે છે, આટલું હળવું મળવું સારું નહિ. વહુમાને પણ કહી દેજે. હું તારાથી મોટો છું, તારા ભલા માટે જ કહું છું. ઠીક, બીજી પણ એક વાત કહેવાની છે, પેલે દિવસ મલિનો પેલો ભિખારડો કાકો મળી ગયો હતો, લગનની વાત કાઢતાં જ એ બોલ્યોઃ હું કંઈ ન સમજું, મારાથી નહિ બને. જેમ તમને ઠીક લાગે તેમ કરો, એ તમારી જ છે હવે.' જરા રહી તે બોલ્યાઃ 'સમજ્યો વાત?—'

આમ કહી વિપિને એક વખત લલિતની સામે જોયું ને ફરી વાત શરૂ કરીઃ 'હાં, એ કહે, જે પાત્રની વાત કરો છો, એવું ઘર મળતું હોય તો ત્યાં જ પાકું કરી પધરાવી દો. બાકી મારી પાસે કંઈ નથી, મારાથી નહિ બને. તમે જાણો એ ખરું, કહી એ તો રસ્તે પડ્યો. આવી વાત છે. હવે, સમજે છે તું, ખરચ બરચ બધુંયે કરવું પડશે. એટલે હું કહેતો હતો કે બધી બાજુએ મારે તો નજર રાખવી પડે છે— કહ્યું એટલે કંઈ થઈ જતું નથી. હું તને સાફ સાફ કહું છું કે જો મને આમાં રાખવો હોય તો હું તો મેં જે વચન આપ્યું છે તેમ કરીશ.'

લલિતચંદ્ર આંખો મીંચી બધું સાંભળી રહ્યો હતો, વિપિનને ચૂપ થતો જોઈ, તે તેવા જ ભાવે બોલ્યોઃ 'ખરું, ખરી મુશીબત ઊભી થઈ છે.'

વિપિન, દવા લાગુ પડી છે એ જોઈ ઉત્સાહમાં આવી બોલ્યોઃ 'એ અભયને તું છોડી દે, પછી જો, બધી મુસીબત સાફ થઈ જશે.'

પાછો અભય!

લલિત અભય સંબંધી પોતાના મોટાભાઈની આ ખોટી સમજ અને છતાં અતિ સાફ અભિપ્રાય કેમે હજમ કરી શક્યો નહિ.

કારણકે અભયને પોતે ઓળખતો હતો ત્યાં લગી એના મનમાં ક્યાંય પણ અભયના સંબંધમાં જરા સરખો પણ ખટકો નહોતો. તેમાં વળી, પોતાની કર્તવ્યબુદ્ધિ અને અભય તરફના સ્નેહનું ખેંચાણ ભેગાં મળતાં, પોતાના મોટાભાઈનો આ અયોગ્ય હુકમ એની નજરે તદ્દન વ્યક્તિગત ઈર્ષ્યા રૂપે દેખાયો.

તો પણ લલિત બન્યો તેટલો વાણી પર સંયમ રાખી બોલ્યો: 'અભયનો જે પરિચય મને થયો છે તે પરથી, તેને કાઢી મૂકવો કે ઘરમાં આવવાની તેને મનાઈ કરવી, એ માત્ર અસ્વાભાવિક નહિ, પણ મારે માટે અસંભવિત લાગે છે. તેથી તમારી આ સલાહ હું કોઈ રીતે માની શકતો નથી. તમે આને જીદ સમજવાની ભૂલ ન કરશો — આ ખરેખર મારા દિલના શબ્દો છે. તમે કદાચ મારું હિત સમજીને જ કહેતા હશો, પરંતુ હું તો એ કોઈ રીતે સમજી જ શકતો નથી! અને તમને પણ મારી વાત સમજાવી શકતો નથી. એ પણ મારા ભાઈ જેવો બની ગયો છે, એટલું જ માત્ર હું તમને જણાવું છું.'

છેલ્લા શબ્દો સાંભળી વિપિન એકદમ સ્તબ્ધ બની ગયો. એકદમ કંઈક બોલી નાખવા માટે તેના હોઠ કંપી ઊઠ્યા, પરંતુ કંઈ શબ્દો બહાર નીકળ્યા નહિ — શબ્દોને બદલે તેનાં મોં અને આંખ પરના ફેરફારે તેના અંતરનો ભાવ પ્રકટ કરી દીધો.

એવામાં જગદીશે આવીને કહ્યું: 'માસા, માસીમા પૂછે છે કે તમારે માટે થાળી કાઢે?'

વિપિન ટૂંકમાં, 'કહો કાઢે' કહી ફરી ગંભીર થઈ બેસી રહ્યો.

જગદીશ બંનેની તરફ સારી પેઠે નજર કરી લઈ ઓરડામાંથી બહાર નીકળી ગયો.

એનો પગરવ બંધ થઈ ગયા પછી, લલિત થરડાયેલા અવાજે બોલ્યોઃ 'જુઓ, તમે મારા પર વગર કારણે ગુસ્સો કરો છો. જરા વિચાર કરી જોશો તો તરત સમજાઈ જશે. જવા દો—તમારું ખાવાનું કદાચ ઠરી જતું હશે—જમવા ઊઠો.'

વિપિન કંઈક સ્વસ્થ બન્યો હતો, છેલ્લા શબ્દોથી જરા વધારે નરમ થઈ ગયો. કંઈ પણ બોલ્યા વગર એ ધીમે ધીમે અંતઃપુર તરફ ચાલ્યો ગયો.

લલિત પણ ઓરડામાંથી બહાર નીકળતો હતો, એવામાં અભયે અતુલને લઈને ઊમરામાં પગ કર્યો, અને લલિતને જોઈ બોલ્યોઃ 'લલિતભાઈ—આ કોણ હશે, કહો જોઉં!'

લલિત ધારીને જોતો હતો, એવામાં અતુલે એને નમસ્કાર કર્યા!

નમસ્કારનો સ્વીકાર કરતાં કરતાં લલિત કુંઠિત સ્વરે બોલ્યોઃ 'કોણ, હું તો ન ઓળખી શક્યો! એમને શું મેં આ પહેલાં જોયા છે?'

આમ કહી તેમણે અભયની સામે જોયું.

અભય હસીને બોલ્યોઃ 'જોયા તો નહિ હોય, પરંતુ એને વિષે સાંભળ્યું છે ખૂબ.'

કહી પોતાનો જમણો હાથ લંબાવી બોલ્યોઃ 'એ મારો જમણો હાથ છે!'

'ઓહ! અતુલબાબુ ત્યારે તો!'

કહી જિજ્ઞાસુ દૃષ્ટિએ અતુલની સામે જોતાં જ અતુલ હસીને બોલ્યોઃ 'બાબુ બાબુ નહિ, એકલો અતુલ! તમે બરાબર અનુમાન કર્યું છે.'

કહી અભયના શબ્દોનો પ્રતિવાદ કરી એ બોલ્યોઃ 'જમણો હાથ નહિ, હું તો એમના ડાબા પગને પણ યોગ્ય નથી!'

લલિતે તેમને પોતાના બેઠકખાનામાં બેસાડી સ્વાભાવિક ભાવે વાતોચીતો શરૂ કરી દીધી. થોડી વાર પહેલાંનો રોષનો ભાવ ધીરે ધીરે એમ દૂર થઈ ગયો.

અતુલે એકદમ જ એને લલિતભાઈ કહી સંબોધન કરી વાતની મર્યાદા તોડી નાખી! તે બોલ્યોઃ 'તમે કશું મનમાં ન લાવશો! અભયદાની પાસે સાંભળી સાંભળી તમે મને મોઢે થઈ ગયા છો!'

લલિત સ્મિતમુખે બોલ્યો: 'અભય પૂરો પાગલ લાગે છે! મારા જેવા માણસની પણ જાહેર ખબર કરતો ફરે છે! એને તે કંઈ સાનભાન છે કે નહિ?'

અભય હસી પડી બોલ્યો: 'સાન ભાન મામુલી ચીજ છે— એની શી જરૂર છે? બુદ્ધિ તો છેને! તમારા જેવા માણસને છેતરી એકદમ પોતાના નામ પર પાંચસો પાંચસો રૂપિયાના શેર ખરીદી લેવા એ શું પાગલનું કામ છે!

લલિત ભવાં ચડાવી બોલ્યો: 'ચૂપ!'

અતુલ વાતનો રસ ગ્રહણ કરવામાં અસમર્થ બનવાથી બંનેનાં મોં સામે જોતો ચૂપ બેસી રહ્યો.

લલિત બોલ્યો: 'પછી અતુલબાબુ, તમે પણ શું અભયની ટોળીમાં ભળી પરીક્ષામાં બેઠા નહોતા?'

અતુલ બોલ્યો: 'ના, ફરી ભણવાનું શરૂ કર્યું છે, પરંતુ આ વખતે પરીક્ષામાં બેસીશ તો ઑનર્સ થવું અઘરું છે— ઑનર્સ કોર્સ છોડવો જ પડશે—અર્ધં ત્યજતિ—કહે છે ને એવું!'

અભય બોલ્યોઃ ‘ તે શું, હું યે વૈરાગી છું — ચોપડી જોઈને જ ક્રોધ ચડે છે આજકાલ ! ’

લલિત હસીને બોલ્યોઃ ‘ ઠીક ! ઠીક ! ’

એટલામાં ઘડિયાળમાં ટન્ ટન્ નવના ટકોરા થતાં અભય બોલ્યોઃ ‘ બેસો તમે જરા, હું એટલામાં ભાભીને મળીને આવું છું. ’

કહી તે ઊઠી ગયો.

## : ૧૮ :

અભયે ઉમાતારાના ઓરડામાં આવીને જોયું તો પરસાળમાં જાણે કે મજલિસ જામી હતી. — ઉમાતારાથી માંડી રાધારાણી સુદ્ધાંત ઘરનું સૌ હાજર હતું.

અભયને જોતાં જ ઉમાતારા બોલી : 'ઓહો દિયરજી ! કેવી છોકરી છેતમારી આ રાધારાણી ! બધું એને આવડે — અને શરીરમાં આળસનું નામ ન મળે! એના મોંમાં જીભ જ નથી, એટલે જ એના મોં પર આટલું સંભળાવું છું. મને ખબર છે, ખ્યાતિ સાંભળીને યે એનું મોં કદી પણ ઊંચે સાદે બોલી શકવાનું નથી.'

ભાભીના મોઢેથી આ ઉત્સાહભરી પ્રશંસાવાણી સાંભળી અભયનું મોં આનંદથી પ્રફુલ્લ બની ગયું. તે પણ એમની સાથે મળતો થઇ ટૂંકમાં બોલ્યો : 'એ તો મેં ક્યારનું યે કહ્યું છે, ભાભી, આવી બીજી છોકરી તમે ખોળી કાઢો તો ખરાં !'

ઉમાતારાના વખાણનો મારો રાધારાણીએ છાતી પર ઝીલી લીધો હતો, પરંતુ આટલાં બધાં માણસોના દેખતાં અભય માત્ર આ બે શબ્દો પ્રશંસાના બોલ્યો એનો મારો તે લગીરે સહી શકી નહિ.

મલ્લિકા બોલી : 'નાની મા, સાડાનવ તો ક્યારનાયે થઈ ગયા, બાબાને માટે દૂધ ગરમ કરીને લઈ આવું—'

કહી ધીરે ધીરે તે ઘરમાંથી બહાર નીકળી ગઈ.

વિધુ બોલી : "બધું દૂધ એક સાથે તપેલીમાં ગરમ કરવા મૂકેલું છે, હજીએ બાળક રહી, વખતે ઉતારવા જતાં ઊંધું વાળી બેસે, હું જઈ જોઉં.'

કહી તે પણ મલ્લિકાની પાછળ પાછળ બહાર નીકળી ગઈ.

ઉમાતારા બોલી : 'દિયરજી, તેઓ આજે ત્યાં બેઠા બેઠા ત્યારના શું કરે છે ? ક્યારના આવ્યા છે, એમનો અવાજ હું ન ઓળખું ?'

અભય હસીને બોલ્યો : 'તમે નહિ જાણતાં હો, આજે લલિતદાની સાથે અતુલની પિછાન કરાવી દીધી છે. એની સાથે બેઠા બેઠા વાતો કરે છે.'

'કોણ અતુલ — તારો પેલો દોસ્ત !'

કહી ઉમાતારાએ અભયની સામે જોયું.

અભય બોલ્યો : 'હા–હા–એ જ; અતુલ ! અતુલ તે કંઈ પાંચ દશ મળે છે !'

દૂધ આણતાં મોડું કેમ થયું, કહી રાધારાણી પણ ઓરડામાંથી નીકળી ગઈ. નીકળતાં જ મલ્લિકા દૂધ લઈને આવતી એને મળી.

મલ્લિકા એને જોઈ બોલી : 'દૂધ તું પીવડાવી દઈશ ?'

રાધારાણી વિનતિ કરતી હોય તેમ બોલી : 'જાવને ભાઈ તમે જ, હું જરા આવું છું –'

કહી તે દાદર ઊતરી નીચે જતી રહી ! તે હજીયે આનંદની શરમથી મરું મરું થતી હતી. એક વખત કોઈ બહાનું કાઢી ઓરડામાંથી છટકી શકી છે તો પાછી શું કરવા અંદર જાય !

વળી જે આનંદના અમૃતરસનો હમણાં જ એને આસ્વાદ મળ્યો હતો, તેને જ ઘોળી ઘોળીને તે મનની જીભને એકાંતમાં બેસી તૃપ્ત કરવા માગતી હતી! માણસોની ભીડમાં, વાતોના વંટોળિયામાં, એની ગંધ ઊડી જાય છે, માધુર્ય નષ્ટ થઈ જાય છે. એ તો ખૂબ એકાંતમાં, ખૂબ ખાનગીમાં એકલા એકલા ચાખીને આસ્વાદ લેવાની ચીજ છે! પરસાળમાં એક ખૂણે સ્થિર થઈને બેસીને, તારાજડિત આકાશ ભણી જોતી જોતી તે વિચાર કરવા લાગી. છિ! છિ! કેવી રીતે મામી માની આગળ આવા શબ્દો બોલવાનું તેમને સૂઝયું! આટલી બધી બુદ્ધિ છે, ને આટલી સરળ વાત તેમને સમજાઈ નહિ! પુરુષ આદમી ખરેખર ખૂબ બેશરમ છે!

વળી તેને થયું કે પોતાના મનના ભાવને લીધે જ તે આ શબ્દોને આવી રીતે રંગીને જુએ છે, બાકી તેમના નિષ્કલંક મનમાં ક્યાંયે પણ તલપૂરે સંકોચની કાળાશ નહિ હોય. સહજ વિવેકથી તેઓ કંઈ બોલ્યા હોય, તેમાં હું આટલી શરમથી શું કરવા મરી જાઉં છું! પરંતુ —

આકાશના પ્રકાશિત તારા ઉપર કોઈએ જાણે એકદમ એના દેખતાં મેશ ચોપડી લીધી.

ઓરડામાંથી વિધુએ બૂમ મારી : 'રાધા, મને જરા પાણી આપ તો, ભાઈ!'

ઉમાતારાની પાસેથી વિદાય લેતાં અભયને લગભગ દશ વાગી ગયા.

ઉમાતારાએ બૂમ મારી : 'મલિ, અભયને ફાનસ ધર, મા.'

મલ્લિકા યંત્રવત્ મૂંગી મૂંગી ફાનસ હાથમાં લઈ બહાર આવીને ઊભી. પરસાળ, દાદર, ગલી વગેરે એકે એકે પસાર કરી બહારના

આંગણામાં આવી તેણે મોં નીચું ઢાળી ફાનસ ઊંચું કર્યું : એક અક્ષરે બોલી નહિ!

પેલે દિવસે અભય મલ્લિકાના ગભીર પ્રેમનો પૂરો પરિચય પામ્યો હતો, તેની સાથે આજની આ ભયંકર નીરવતાનો ક્યાંયે મેળ શોધ્યો જડ્યો નહિ.

એવું કંઈજ એને શોધ્યું જડયું નહિ, જેથી તે આજની તેની આ વર્તણૂકનું રહસ્ય સમજી શકે, તેમ છતાં પોતાના તરફથી બોલવાનો એક શબ્દે એને સૂઝ્યો નહિ! રીસ છે એટલું તે અનુમાન કરી શક્યો, પરંતુ ક્યા શબ્દો બોલીને તે ઉતારવી, તેનો તે તત્કાળ કંઈ નિર્ણય કરી શક્યો નહિ. બહાર નીકળવાના દરવાજા આગળ આવ્યા પછી હવે ઊભા રહેવાનું પણ બને નહિ!

અભય ચાલ્યો ગયા પછી મલ્લિકા ત્યાં જ થોડીક મિનીટ હાલ્યા ચાલ્યા વગર ઊભી રહી, પછી ધીરે ધીરે ઘરમાં આવી બારણું બંધ કરી લાંબી થઈ પડી! મનમાં ક્યાંક એવો આઘાત લાગ્યો હતો કે એની વ્યથાથી હજી પણ એની છાતી ધડકતી હતી. જેમ જેમ તે વિચાર કરવા લાગી તેમ તેમ વેદના વધારે ને વધારે થવા લાગી, અને કોકડું ગુંચવાતું જવા લાગ્યું. ખરું રહસ્ય કેમે તેને સમજાયું નહિ.

રાધારાણી છોકરી ખરેખરજ સરસ છે, જેવો એનો વિનય છે, તેવી જ એની આત્મીયતા પણ છે. ઘરમાં સૌ એક સ્વરે તેની પ્રશંસા કરે છે. એને આવ્યે તો હજી થોડાક જ દિવસ થયા છે, એટલામાં તો એણે સૌને પોતાનાં બનાવી દીધાં છે. મેં પોતે જ આ વાત કેટલીયે વખત વિધુને કહી છે. અરે, કાલે જ સાંજે એણે કેટલા વહાલ પૂર્વક મારી વેણી ગૂંથી આપી હતી!

આવી છોકરીનાં સૌ વખાણ કરે, પરંતુ — તોયે, તોયે, —

અભયબાબુ શા માટે એનાં વખાણ કરે! બધા બોલ્યા એવું એ પણ બોલ્યા — છોને! તોપણ!

આ 'તો પણ'ને મલ્લિકા કોઈ રીતે મનમાંથી કાઢી શકી નહિ. ઊલટું, જેમ જેમ વિચાર કરવા લાગી તેમ તેમ તેનું હૃદય વીંધાતું ચાલ્યું: આ કંઈ જેવી તેવી મુસીબત નથી! સૌને જે વાતનો અધિકાર છે, એનો અભયને શા માટે નહિ? એ જ છે તો! અભય સૌના જેવો નથી! સૌના કરતાં એ જુદો જ છે! એ અભય છે!'

વારુ, જગદીશ બોલ્યો હોત તો શું મને આઘાત થાત ખરો! ઘણું કરીને ન થાત. ઊલટું, એ બોલ્યો હોત તો જુદી જ લાગણી થાત. પણ એવું કેમ થાય છે, કેમ નથી થતું — ત્યાં જ બધી મુસીબત છે તો! આ અહીં જ દુઃખે છે! જરા દબાવું તો વધારે લાગશે! આ જ મોટી વિપત્તિ છે. અભય આમ કેટલીયે વાર આવવાનો, ને કંઈ કંઈ બોલવાનો. માસીમાનાં એ કેટલાં વખાણ કરે છે, અતુલબાબુની યે કેટલી વાતો કરે છે! એ વાતો કરવાની એને કોણ ના કહે છે, પણ રાધારાણીની વાત શા માટે કરે?

મલ્લિકા આમ વિચાર કરતાં કરતાં વસ્તુના મૂળ આગળ આવી પહોંચી. તેણે નક્કી કર્યું કે આ રાધારાણી જ એના દુઃખનું કારણ છે. અભય એને રસ્તામાંથી ઊંચકી લાવ્યો છે, એ એને મળી આવેલી છે, એ અવિવાહિતા છે, — હા, એમ જ છે! એકાંત ઓરડાના અંધારામાં પણ એનો ચહેરો લજ્જાથી લાલ થઈ ગયો.

આ પછી, એ રાત્રિના અંધકારમાં, એ નિઃસંગ શયનગૃહની શાંતિહારી શૂન્યતામાં, પ્રેમનો અમૃત-વિષ ભેળવેલો રહસ્યપ્યાલો તેણે મોઢે માંડ્યો, અને ધરાઈને પી પથારીમાં મોડી રાત સુધી તરફડ્યા કર્યું: સવાર થતાં તેને એક તરફ જરા ઊંઘ આવી, પણ હમેશ કરતાં આજે તે વહેલી જાગી ગઈ — આજે તે રોજની મલ્લિકા

નહોતી. કળીનું લીલું આવરણ એ એક રાતના નિસાસાની હવાથી અને આંસુના ઝાકળથી અજાણે વિદીર્ણ થઈ ગયું હતું, અને ઊઘડું ઊઘડું થતું ફૂલ બની ગયું હતું.

સવારે વિધુએ કહ્યું: 'રે, માંદી પડી છે કે શું!'

મલ્લિકા હસીને બોલી: 'માંદી વળી કયા દુ:ખે પડું!'

હસી તો ખરી, પરંતુ એ હાસ્યને જેઓ ઓળખે છે તેઓ કહેશે કે એ હસવું તે માત્ર રડવાનું જ બીજું રૂપ છે!

રોજના કામકાજમાં તે જાણે છુપાઈને ફરવા લાગી. રાતની વાત જેમ જેમ તેને ફરી ફરીને યાદ આવવા માંડી, તેમ તેમ જાણે હસવું આવવા લાગ્યું. કોઈ કોઈ વાર એને થતું, કે રાતનો સમય કેવો ભયાનક છે! સાદી વાતને તે વાંકી દેખે છે! સત્યને તે મિથ્યા સમજે છે, અને જે સત્ય નથી તેને એ કાળા અંધારાના ઓછાયામાં મનમાં મનમાં સત્ય છે એમ સમજી બેસે છે! અભયબાબુ એવું તે શું બોલ્યા હતા! કશું યે નહિ. ફાનસ ધરીને પોતે એમને પહોંચાડવા ગઈ, ત્યારે એક અક્ષરે એમની સાથે બોલી નહિ એ મોટી ભૂલ થઈ છે. પણ તો એ પોતે પણ બોલવા ધારે તો બોલી શકતા હતા — રાધારાણીના જેવી છોકરી શોધી નહિ જડે! હૂં!

મનમાં મનમાં હસીને તેણે ધાર્યું: ઠીક છે, હવે એ આવે તો એમને બરાબર સમજાવી દઉં કે રાધારાણીના કરતાંયે સારી છોકરીઓ છે! આજે એ આવે તો સારું. સાંજે આવવાના છે એમ કહે છે — સાંજ તો કોણ જાણે ક્યારે પડશે! સાંજ પડતાં પહેલાં જ તેણે, મનમાં મનમાં દીવો સળગાવી દિવસ ખતમ કરી બપોરને સાંજ બનાવી દીધી!

સાંજ પડી, પણ અભય આવ્યો નહિ. સાંજ વીતી પણ ગઈ,

આઠ વાગ્યા, તો પણ અભયના આવવાનાં કંઈ ચિહ્ન દેખાયાં નહિ. સાડા આઠ, નવ વાગ્યા, નવના દશ વાગ્યા, પરંતુ અભય ક્યાં!

દશેક વાગે લલિત ઉમાતારાના ઓરડામાં જમવા માટે બેઠો. મલ્લિકા પણ હમેશ મુજબ એની પાસે બેસી પીરસવા લાગી, પરંતુ, તેનું મન તે વખતે પણ વિચાર કરતું હતું કે આજે તો અભય આવ્યો નહિ!

મનની રીસ એની મનમાં જ રહી ગઈ, એને બરાબર ખબર પાડવાની તક મળી નહિ! હવે જો એ આવે તો એને મોઢું જ નહિ દેખાડું!

લલિત બોલ્યો: 'કેમ રે, આ તો ઠંડું છે!'

મલ્લિકાએ ઝટપટ બીજી જણુસ ગરમ કરવા મૂકી દીધી. પ્રકટપણે તે બોલી: 'ઊંઘ આવે છે મને!'

ઉમાતારા પથારીમાં પડી પડી બોલી: 'તો સૂઈ જા, જા, આજકાલ તું ઉજાગરા બહુ કરે છે. નાનું બાળક કહેવાય, શું કરે? મારું તો આ શરીર એવું છે. હવે નથી સહન થતું બાપુ!'

મલ્લિકા બોલી: 'જાઉં.'

કહી તેણે ફળ છોલવા માંડ્યાં.

બહારથી જાગતી હતી, પણ મનમાં તે વિચારતી હતી કે' ના, આવી રૂઢતા બતાવવી સારી નહિ. બિચારા આખો દિવસ ભણવા કરવાનું કરે, કેટલી મહેનત કરે, કેટલું કામ કરે, અને આરામ માટે સાંજે બે ઘડી અહીં આવે, એટલે એવે વખતે એમને મળવા ન જવું એ સારૂં નહિ, એમને કેટલું ખરાબ લાગે!

આમ વિચારી છેવટે એણે નક્કી કર્યું, કે હવે એ આવે તો હું જાતે જ એની સાથે વાત શરૂ કરીશ. શું પૂછવું એનો તે વિચાર કરે

છે એટલામાં લલિતે પ્યાલો એની આગળ ધરી કહ્યું : ' જરા પાણી આપ તો. '

મલ્લિકાએ જરા ચમકીને ઊઠી, એકદમ પાણી આપ્યું.

મામાને પાન આપી તે સીધી પોતાના ઓરડામાં જઈ સૂઈ ગઈ, પરંતુ આજે પણ અનેક સેળભેળ ચિંતાઓથી તેને મોડે સુધી ઊંઘ આવી નહિ.

સવારે ઊઠતાં જ પહેલાં તેણે રાધારાણીના ઓરડામાં જઈ બૂમ મારી : ' દિદિ ! '

જાણે કે પરમ રાતની અપ્રસન્નતાને એ આ દિદિ સંબોધનની સ્નિગ્ધતાની મીઠપથી મિષ્ટ કરી દેવા ચાહતી હતી.

રાધારાણી ક્યારની ઊઠી હતી. તે માથું નીચું ઘાલી કંઈ સીવતી હતી. એકદમ મોં ઊંચું કરી બોલી : ' કેમ બહેન ? '

મલ્લિકાને એકદમ શું બોલવું તે ન સૂઝયું. તે બોલી : ' શું કરે છે, આટલી વહેલી ? એટલે હું જોવા આવી. '

કહી તે ત્યાં જ જમીન પર બેસી પડી.

રાધારાણીએ એક વખત તેની આંખો સામે જોઈ લઈ સીવણનો વધેલો દોરો દાંતવડે કાપી નાખ્યો.

થોડીવાર પછી મલ્લિકા બોલી : ' વારુ, તું કેટલું ભણી છે, બેન ? '

રાધારાણી કપડામાંથી મોં ઊંચું કરી હસીને બોલી : ' હું તો કંઈ જ ભણી નથી. '

મલ્લિકા બોલી : ' કેમ છુપાવે છે ? તારા હાથના અક્ષર ન જોયા હોય તેને કહેજે ! '

રાધારાણી બોલી : ' મને ક્યાં કશું આવડે છે તે. બાપાની પાસે કંઈ કેટલાં વરસ પહેલાં બે અક્ષર લખતાં શીખી હતી. અમે રહ્યાં ગરીબ માણસ. એ કહેતા, વધારે ભણીગણીને શું કામ છે ? '

મલ્લિકા બોલી: 'આ શું કહે છે! ભણુવા ગણુવાની તો સૌને સરખી જરૂર છે, એ વાત કોણ નથી જાણતું?'

વાત ધીરે ધીરે સરળ માર્ગ વટાવી દલીલને રસ્તે ચડી ગઈ.

મલ્લિકા ભાર પૂર્વક બોલી: ''પુરુષોની પેઠે સ્ત્રીઓને પણ ભણુવાગણુવાનું શીખવાની જરૂર છે, પછી તું ગમે તે કહે.'

રાધારાણી સીવવાનું મૂકી દઈ બોલી: 'બહુ ભણુવાગણુવાનું શીખ્યા પછી છોકરીનો માત્ર અંહકાર વધે છે.'

શરૂઆતનો સ્નેહનો ભાવ દલીલોની ધૂળમાં ભળી ધીમે ધીમે રૂક્ષ બનવા માંડ્યો.

એવામાં ઓચિંતો અભય ક્યાંથી ત્યાં આવી પહોંચ્યો ને બોલ્યો: 'ભાભી ક્યાં છે? કેમ એ દેખાતાં નથી?'

રાધારાણી દલીલનો વેગ જરા ખાળી લઈ બોલી: 'નહાવા ગયાં હશે કદાચ. વારૂ, તમે જ કહો તો, કોની વાત સાચી છે?'

કહી તેણે વાદનો વિષય વર્ણવી નાખ્યો.

અભયે પઢાવેલ સાક્ષીની પેઠે રાધારાણીનો પક્ષ લઈ એના જ શબ્દોનો પુનરૂચ્ચાર કર્યો,

મલ્લિકા પોતાની સળગતી આંખો અભયની સામે માંડી ઊંચી ડોક જોઈ રહી હતી. તેના અભિપ્રાયનું હુકમનામું સાંભળતાં જ તેણે આંખો નીચી નમાવી દીધી. ભયંકર અપમાન અને લજ્જાથી તેને જાણે રડવું આવવા માંડ્યું. એક તો આ અશિક્ષિત રાધારાણીની આગળ તેને માથું નમાવવું પડ્યું, તેમાં વળી, અભયે પણ ખૂબ અન્યાયી રીતે નિર્લજ્જ મુખે તેનો પક્ષ લઈ તેના આ અપમાન ઉપર બીજા દશગણા અપમાનનો ભાર ચડાવી દીધો.

એક અક્ષર પણ બોલ્યા વગર તે આંખમાં આંસુ ભરી એકદમ

ત્યાંથી બહાર નીકળી ગઈ. મનમાં મનમાં તેને લાગ્યું કે અભયના જેવો શિક્ષિત માણસ કદી પણ ખરા દિલથી આ પ્રમાણે બોલી શકે જ નહિ. એ માત્ર રાણીને ખુશ કરવા જ એમ બોલેલો, ઊંહ — આટલી હદ સુધી !

બહારથી જ એને અભયનો અવાજ સંભળાયો : ' રાણી, આજે જ મારે છાપરા જવું પડે તેમ છે. તું હમેશાં સૌ કહે તે સાંભળી રહેજે, ફરી આવી રીતે કોઈની સાથે વાદ કરીશ નહિ. '

આમ કહીને બહાર નીકળી ગયો.

મલ્લિકા તેના પગનો અવાજ સાંભળતાં જ દાદરની બાજુમાં સરકી ગઈ.

' કોઈની સાથે વાદ કરતી નહિ, પોતાનું માણસ ખરું ને ! પાછું રાણી ! ઠી...ક !'

: ૧૯ :

સાતેક દિવસ પછી છાપરાથી લલિત પર પત્ર આવ્યો.

'લલિતભાઈ'

હું ઓચિંતો ચાલ્યો આવ્યો છું. આવવાના દિવસે સવારે હું તમને મળવા આવ્યો હતો, પણ તમે ઘેર નહોતા. ભાભીને પણ કહીને આવવાનું બન્યું નથી, તેઓ પણ મળ્યાં નહોતાં. ધાર્યું તો હતું કે ફરી જઈને કહી આવીશ, પણ કોઇ રીતે પછી વખત જ મળ્યો નહિ. ઉતાવળમાં હતો.

અહીં એક મેળો જોયો — ખૂબ ભારે ધામધૂમ! પાછો આવ્યા પછી તમને એનું સરસ વર્ણન સંભળાવીશ. લખવા જતાં ઘણી કહેવાની વાતો કહ્યા વગર રહી જશે, કારણ કે ગોઠવીને કહેવા જેટલો વખત અત્યારે મને મળતો નથી. ખૂબ કામમાં છું. એક બે સંન્યાસી મહાત્માઓનાં દર્શનનો લાભ મળ્યો છે. તેઓ હિમાલયથી ઊતરી આવ્યા છે, અને પાછા હિમાલય જ જવાના છે. તેમના દેહનું ને મનનું એવું સરસ સ્વરૂપ જોવા મળ્યું છે, કે, દાદા, — શું કહું? — કદાચ અવર્ણ્ય છે. મારૂં નસીબ સારૂં છે.

કાલે જ પાછો આવી શકત, પરંતુ અહીંના એક ખૂબ પૈસાદાર ગૃહસ્થે મને રોકી રાખ્યો છે. તેમનું નામ લાલા ધૂર્જટી પ્રસાદ છે. મેળામાં જ મારે તેમની સાથે વાત થઇ. એ જેવા તીવ્ર બુદ્ધિશાળી છે, તેવા જ સહૃદય છે.! અહીં એમણે એક નવી જ જાતનું વિદ્યાલય ઉઘાડયું છે. તેના શિક્ષણની વ્યવસ્થા સંબંધી તે દિવસે મારે એમની સાથે ઘણી વાતચીત થઈ હતી.

તેમણે મને રોકયો છે. મારે મારી કલ્પના પ્રમાણેની યોજના ઘડી તૈયાર કરી આપવાની છે. આ વિષયમાં મને પોતાને પણ રસ છે, એટલે એમની વાત ઠેલી શકયો નહિ. બેઠો બેઠો એ યોજના ઘડી રહયો છું. તેમની સાથે બીજી પણ એક વાત કરવાની છે. એટલે મને પાછા આવતાં હજી પાંચ છ દિવસ થઇ જશે!

જુઓ, ભાભીને કહેજો કે રાધારાણીને તેમણે જ ભણાવી ગણાવી સંસ્કારી બનાવવાની છે. ભૂલચૂક કંઈ એ કરી બેસે, તો એમણે માફ કર્યા વગર છૂટકો નથી. ગરીબ ઘરની છોકરી છે, ભૂલ ડગલે ને પગલે કરી બેસે. એ ચોક્કસ કે જાણી જોઈને એ ભૂલ નહિ કરે, મને એટલી ખાતરી છે.

પ્રણામ કરું છું તમને બંનેને. એ જ.

અભય.

ઉમાતારાની આરસીના ખાનામાં આ કાગળ પડયો હતો. એ ઉપર નજર પડતાં જ મલ્લિકાને પગથી માથાસુધી ઈર્ષ્યાની ઝાળ વ્યાપી ગઈ. બસ, રાધારાણી, ! એક ટુકડો કાગળ, તેમાંય એ રાધારાણી!

આ પછી એકે એક બધી વાત તેને યાદ આવી. કેટલાં બધાં માણસોનાં દેખતાં સંકોચ કે શરમ વગર એનાં વખાણ કર્યાં, પેલે દિવસ વાદ વખતે, બિલકુલ સંકોચ વગર એનો પક્ષપાત કર્યો, અને આટલાં માણસો હોવા છતાં એ ગૂપચૂપ રાધારાણીને જ પોતાના છાપરા જવાની વાત કહીને ગયા, કાગળમાં પણ રાધારાણીની જ ચિંતા, આ બધાનો અર્થ શું?

મલ્લિકાને હવે કંઈ સમજવાનું બાકી રહ્યું નહિ.

આ જ એ અભય હતો જેણે એક બે સ્વાર્થત્યાગની વાતો સંભળાવી પોતાના બિન અનુભવી મનની અંદર ખોટી રીતે એક સર્વગુણસાગર તેજસ્વી વીરમૂર્તિ ઉત્પન્ન કરી દીધી હતી! એક રસ્તામાં મળી આવેલી અભણ છોકરી તરફ એનો આવડો બેશરમ લોભ! છિ!

મલ્લિકાએ મનમાં ધાર્યું : 'ઠીક જ થયું છે ! હું બચી ગઈ. પહેલાં જ આ પરિચય થઈ ગયો એ મારા દેવતાની દયા !'

વિચાર કરતાં કરતાં ફરી તેણે એ કાગળ વાંચી લીધો. વળી ફરીને વાંચ્યો, એમ બે ત્રણવાર શરૂથી તે અંત સુધી ખૂબ ધ્યાન પૂર્વક વાંચ્યો. દરેક લીટી, દરેક શબ્દ ખૂબ બારીકાઈથી જોયો. જોઈને છેવટે તે જેવી રીતે ખાનામાં વાળ હોળવાની કાંસકીની નીચે હતો તેમ મૂકી દઈ ધીરે ધીરે તે પોતાની ઓરડીમાં જઈ સૂઈ ગઈ, જાણે કે પોતાનું જ મૃત્યુબાણ ચોરી લાવી ચોરે પોતાના ઘરમાં ભરાઈને બારણાં બંધ કરી દીધાં.

એક વખત તેને થયું, શું મેં ભૂલ તો નથી કરી ? મેળાની વાત, સાધુ સંન્યાસીની વાત, શિક્ષણની વાત, આ બધું બરાબર એની પહેલાંની મૂર્તિની સાથે બંધ બેસે છે. પોતાના મિત્રહીન પ્રવાસમાં વિદ્યાલયની શિક્ષણપદ્ધતિની યોજનાઓ ઘડવામાં એ મશગુલ છે, એ વાત પણ એમ જ જાહેર કરે છે કે એ પહેલાંનો જ અભય છે. જલદી જલદી પાછા આવી રાણીને મળવાની લાલસા આમાં કયાં દેખાય છે ! છેલ્લો એના નામનો ઉલ્લેખ કર્યો છે એ તો જવાબદારીને લીધે છે. જેને પોતે લઈ આવ્યો છે, તેના શિક્ષણની ચિંતા કરવામાં જ શું એવો અપરાધ છે કે એને લીધે હું એમને આટલા હલકા ધારી બેસું. !

પરંતુ જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ આ બધી વિચારણા મનમાંથી ખસી જઈ માત્ર પેલો ભયંકર સંદેહ જ મનમાં ઊંચો તરી આવવા લાગ્યો અને ધીરે ધીરે એના ઝેરની જ્વાળા હૃદયને ઘેરી વળવા લાગી.

રાધારાણીની ઉપર તેને ખૂબ ગુસ્સો ચડયો. એ જ આ બધા અનિષ્ટનું મૂળ હતી ના ! ઘડીભર એને એમ થઈ ગયું કે નાની માને

કહીને એને કોઈ રીતે અહીંથી કાઢી મુકાવું! પણ સાથે સાથે એને બીક પણ લાગી કે એમ કરવા જતાં, અભય બાબુ જ અહીં આવવાનું બંધ કરી દેશે તો! બધો દોષ એમનો જ હતો. એમણે જ — એ અભયે જ મારું અપમાન કરવાને માટે ચાલાકી કરી રાણીને અહીં લાવી બેસાડી છે. !

એકાએક એને એક ઉપાય સૂઝી આવ્યો અને એ હાશ કરી ઊઠી: ઓ હ! આ રસ્તો દેખાય! આમ મનને આશ્વાસન આપી એ રાતે તો એ જેમ તેમ કરી ઊંઘી ગઈ!

બીજે દીવસ સવારે, જગદીશ ઉમાતારાના ઘરમાં આવીને બેઠો કે મલ્લિકાએ વિચાર કર્યો હવે હું પહેલાંની પેઠે આની તરફ ઉપેક્ષા નહિ બતાવું — એનાથી ભાગતી નહિ ફરું. એટલે જગદીશે જ્યારે ઉમાતારાને કહ્યું: માસીમા, મલિનું શરીર ઊતરતું જાય છે, નહિ?' ત્યારે મલ્લિકા તેની સામે જોઈ જરા હસી. એ હાસ્યનો અર્થ એ કે એ તો કંઈ નથી, બે દિવસમાં સારું થઈ જશે.

ઘણે દિવસે આટલો જવાબનો ઈશારો મળવાથી જગદીશને ખૂબ ઉત્સાહ ચડ્યો, અને અનેક વાતો કાઢી એણે માસીમાને થકવી નાખી. મલ્લિકા પણ એ દિવસે પહેલાંની પેઠે ઓરડામાંથી વગર કારણે ભાગી ગઈ નહિ, ત્યાં જ એક ચોપડી હાથમાં લઈ બેસી રહી. તેને થયું કે અત્યારે અભય બાબુ આવીને જોઈ જાય તો સારું! પરંતુ અભય તે વખતે કોઈ બિહારના ગામડામાં શિક્ષણ–પદ્ધતિની યોજના તૈયાર કરી રહ્યો હતો, એટલે મલ્લિકાની એ આશા પૂરી થવાનો કોઈ રસ્તો દેખાયો નહિ!

એ જ દિવસે સાંજ પછી વિપિનના આગ્રહથી લલિતે જ્યારે ફરીથી વિધુની મારફત મલ્લિકાના મનનો ભાવ જાણવાનો પ્રયત્ન કર્યો ત્યારે મલ્લિકા બોલી: 'આ વિષે મને ઘડીએ ઘડીએ શું કરવા પૂછો છો, દિદિ! મામાઓને જેમ ઠીક લાગે તેમ કરે. હું ઓછી કદી એમનું વચન ઉથામવાની છું?'

વિપિન ભાગ્યે જ લલિતના ઘરમાં આવતા, પણ આ ખબર મળતાં તેમણે ઉમાતારાના કમરાની સામેની પરસાળમાં ઊભા રહી બૂમ મારી: 'નાની વહુ મા!'

ઉમાતારા બારણા આગળ આવતાં તેઓ બોલ્યા: 'તો આ વખતે દશેરા પર મધુપુર નહિ જવાય. મોટી વહુને પૂછીને લગનની તૈયારીઓ જે કરવી પડે તે બધી કરી નાખો.'

લલિતને બોલાવી વિપિને કહ્યું: 'આપણે તો આ પહેલાં કદી કોઈ અવસર ઘરમાં આવ્યો નથી, આ પહેલો જ છે. વખત પણ બહુ રહ્યો નથી. વચમાં માસ કારતક મહિનો છે. માટે જોઈ વિચારીને બધી તૈયારીઓ કરી નાખો.'

લલિત બોલ્યો: 'હાસ્તો!'

વિપિનના શબ્દોમાં, ને વાતમાં ઘણા દિવસ પછી આજે આટલો ઉત્સાહ દેખાયો હતો.

જગદીશે ફરી ઉમાતારાના ઘરમાં આવવું જવું શરૂ કરી દીધું!

: ૨૦ :

આકાશમાં, પવનમાં, ઝાકળમાં અને તાપથી — ચારે તરફ શરદ ઋતુની રાણી શારદાના શુભાગમનની નેકી પોકારાઈ રહી છે. ઘેર ઘેર ઘરોનાં આંગણાંમાં જાણે ફૂલોનાં આસન મંડાઈ ગયાં છે. શેફાલીનું વૃક્ષ પોતાના વચન પ્રમાણે દરરોજ સવારે ઢગલો ઢગલો ફૂલની અંજલિ ધરે છે. સરોવરના નિર્મળ પાણીમાં અને કાંઠે આવેલા વિસ્તૃત કાશવનમાં પાદ્ય — અર્ઘ્યની શુભ તૈયારીઓ પૂરી થઈ ગઈ છે.

આસો મહિનો પૂરો થવાને હજી વાર છે, એટલામાં તો ભિખારીઓનાં ટોળાં પોતાના તંબૂરાના કરૂણ સૂરની સાથે કંઠ મેળવી ગૌરી લાવવાને માટે ગિરિરાજને ફરી ફરીને વિનતિઓ કરતાં ફરે છે. વાટે, ઘાટે, ગામમાં સીમમાં, સર્વત્ર આગમનની આશાની સૂરલહરીએ રણઝણી ઊઠી સમગ્ર બંગાળના સ્નેહાર્ત માતૃહૃદયને ઉદ્બુદ્ધ અને જાગૃત કરી નાખ્યું છે. મધુ — મિલન આવ્યામાં છે. કાર્તિકની આઠમને હવે બહુ વાર નથી.

તે દિવસે સવારે અભય પૂજા મોઢે કરી છાપરાથી પાછો ફર્યો. પાછો આવીને સીધો ચાંપાતલાવાળે ઘેર ગયો. જઈને જુએ છે તો બાબાની જન્મતિથિ નિમિત્તે ત્યાં તે દિવસે એક નાના સરખા ભોજનની તૈયારીઓ ચાલી રહી હતી.

તે ઉમાતારાના ઘરમાં જઈ એકદમ વિનતિ કરતો હોય એમ બોલ્યો : 'વાહ ભાભી, આવો મોટો અવસર આવ્યો, તોયે તમે બધાં મને સમૂળગો ભૂલી જ ગયાં ને! આવું જાણતો હોત તો આવત જ નહિ.!'

ઉમાતારા આંખો કપાળમાં ચડાવી બોલી : 'ઓ મા! આ શું કહો છો, દિયરજી! મેં પેલે દહાડે જ એમની પાસે તમારા પર કાગળ લખાવ્યો છે. હું ભૂલું ખરી?'

અભય નવાઈ પામી જઈ બોલ્યો : 'ક્યાં, ના — મને તો કોઈ કાગળ મળ્યો નથી!'

પણ આવા સંજોગોમાં એની રીસ બરાબર જામી નહિ! એટલે એને કામકાજનો ભાર માથે ઉપાડી લઈ શાંત થઈ જવું પડ્યું. ભંડારનો ભાર એને જ માથે નાખવાનું નક્કી થયું.

એક એક સગાં સંબંધીઓ આવવા લાગ્યાં.

લલિત આવીને બોલ્યો : 'અરે અભય, અતુલબાબુને તો ભાઈ, હું કહેવાનું ભૂલી ગયો છે. હવે કહીએ તો શું એ આવશે ખરા?'

અભય બોલ્યો : 'વાહ! કેમ નહિ આવે? અમને એવું કંઇ લાગતું નથી!'

લલિત હવે અતુલનું સરનામું લઈ ફરી બરાબર નીકળી પડ્યો. જગદીશ તે વખતે વિપિનની સાથે બહાર આગતાસ્વાગતાનો બંદોબસ્ત કરતો હતો.

અભય આમ ઓચિંતો આવી ઊભો રહેવાથી મલ્લિકાની છાતીમાં ફફડાટ થવા લાગ્યો. સૌની વચ્ચેથી છટકી જવાની ઇચ્છાથી તેણે ધીમેથી ઉમાતારાને કહ્યું : 'નાની મા, બાબાને આ ભીડમાં બહુ બફારો થાય છે — એને હું થોડીવાર મારા ઘરમાં લઈ જાઉં ?'

ઉમાતારા બોલી : 'જાને, — હજી તો બહુ વાર છે. એમને કંઈ કામકાજ હશે તો હું જોઈશ. તું એને નવડાવી ધોવડાવી સરસ કરીને શણગારી કરી લઈ આવજે.'

મલ્લિકા છૂટકારો પામી હાશ કરી ઊઠી.

આજનો આ સમારોહ જોઈ બીજા કોઈ એક દિવસનું ચિત્ર એની આંખો આગળ જાણે પ્રકટ થઈ એને ગભરાવી રહ્યું હતું.

એકાએક અભય તેના જ ઓરડામાં પ્રવેશ કરી બોલ્યો : 'કોણ મલ્લિકા કે ! કેમ છો ?'

મલ્લિકા બિલકુલ તૈયાર નહોતી. તેથી ઓચિંતા અભયના આ પ્રશ્નથી એ ગભરાઈ ઊઠી.

મલ્લિકા કંઈ જવાબ આપે તે પહેલાં જ અભય ફરીથી સ્નેહાળ કંઠે બોલ્યો : 'ઘરમાં આવી ધામધૂમ છે, અને હું તો કોણ જાણે કેવો દૂર દેશાવર પડ્યો હતો ! જરા વધારે મોડું થયું હોત તો રહી જ જાત. ઠીક, પણ, મલિ, તેં પણ ધાર્યું હોત તો મને આની ખબર તો આપી શકત.'

અભયના મોઢે આજે પહેલી જ વાર આ લાડીલું વહાલસોયું સંબોધન સાંભળી મલ્લિકાના મનમાં જાણે કંઈ કંઈ થઈ ગયું. તો પણ તે તેની સામે જોઈ, સંયતકંઠે જેમ તેમ કરી બોલી : 'નાના મામાએ તમને કાગળ લખ્યો છે, મને ખબર છે.'

તો પણ અભય ફરિયાદ કરતો હોય એમ બોલ્યો : 'પણ તેં તો યાદ કર્યો નહિને!'

'તેં' શબ્દ ઉપર કદાચ જરા વધારે ભાર દેવાઈ ગયો હશે, તેથી મલ્લિકા એકદમ વ્યાકુળ બની ગઈ.

આ શું! આ થોડા જ દિવસ પહેલાં, પેલે દિવસે પોતાનાં વાણી અને વર્તનથી જેણે મારા અંતરને છીણી નાખ્યું હતું, દળી નાખ્યું હતું, અને ટુકડે ટુકડા કરી મારું અપમાન કર્યું હતું તે જ આ માણસ છે! આ તો પહેલાંનો સરળ, મધુર, સ્નેહકાતર, અને વેદનાથી કરૂણ અભય દેખાય છે! મલ્લિકાના સમસ્ત પ્રાણમાં એકદમ ઉથલપાથલ મચી ગઈ.

તે જરા હોઠમાં હસી હિમ્મત કરી બોલી : 'યાદ કર્યા છે કે નથી કર્યા એ તમને જણાવવાની અમને કંઈ જરૂર ? હશે, પણ હવે ફરી તમારે અહીંથી ક્યાંયે જવાનું નથી!'

આમ બોલી તો નાખ્યું. પણ તેને ખૂબ ભારે સંકોચ થવા લાગ્યો. ચારે તરફ ઘડી ભર નજર કરી લઈ તે નીચું મોં કરી બાબાના શરીર પરથી જામો ઉતારવા લાગી.

અભય બોલ્યો : 'ગયા વગર કંઈ ચાલવાનું છે? કાલે જ — પણ આ વખતે દેશમાં જવાનું છે. માનો કાગળ આવ્યો છે, કપડાં લત્તાં ખરીદ કરી નવરાત્રિ પહેલાં ત્યાં પહોંચી જવાનું છે.'

મલ્લિકાને ખૂબ મન થયું કે બે શબ્દો પૂછું કે પાછા ક્યારે આવવાના છો ? પરંતુ મોંમાંથી કેમે તે શબ્દો બહાર નીકળવા પામ્યા નહિ. તેથી અભયના મોં પર માત્ર એક મુગ્ધ દૃષ્ટિ નાખી તે બાબાના શરીર પર હાથ ફેરવવા લાગી.

એટલામાં રાધારાણી હાંફતી હાંફતી આવીને બોલી : ' વિધુદિદિ કહે છે બાબાને લઈ આવ, નવડાવવાનો છે.'

મલ્લિકા જરા કુંઠિત બની બોલી : ' હા, હા, લઈ જાને ભાઈ! આ જો, આ એનાં કપડાં, નવડાવીને પછી પહેરાવવાનાં છે.'

આમ કહી તેણે બાબાને તેના ખોળામાં મૂકી દીધો.

અભય પળવાર રાધારાણીની કામમાં મશગૂલ સૂરત સામે જોઈ બોલ્યો: ' બહુ કામ કરતી લાગે છે ! '

કહી તે ઓરડામાંથી બહાર નીકળી ગયો.

એકલી પડતાં જ મલ્લિકા બારીના ઉમરામાં જઈને બેઠી—બેસીને બહાર ધગધગતા આકાશ ભણી જોઈ જોઈ તેણે એક ઊંડો નિસાસો નાખ્યો, તે વિચાર કરવા લાગી: હાય રે ! આ શું કર્યું ને શું થયું ! આ નિઃસ્વાર્થ સેવા પાછળ પાગલ આદમીને ખરેખર જ હું સમજી ન શકી ! મને કેમ એવી દુર્મતિ સૂઝી ! માથાથી તે પગના નખ સુધી તે સંપૂર્ણતઃ સરળતાથી ભરેલો છે, મને કેવી રીતે એના પર વહેમ આવ્યો !

વિચાર કરતાં કરતાં અભયનું એ અકુંઠિત તરુણ સ્વરૂપ એની અશ્રુભીની આંખો આગળ તરવા લાગ્યું. એ તેજસ્વી આંખો — શક્તિ અને સરળતાનું જ્વલંત દૃષ્ટાન્ત ! એ ભીડાયેલા હોઠ — દૃઢ પ્રતિજ્ઞાની એ રંગભૂમિ ! એવા માણસની તોલે આવે એવું બીજું કોણ છે ! એણે પહેરેલો ગેરૂરંગી ઝભ્ભો સુદ્ધાંત ત્યાગ અને આત્મ-વિશ્વાસની વિજયપતાકા છે ! એની સાથે કોની સરખામણી થાય ! બાળકના જેવું એ પવિત્ર મુખમંડળ — સુંદર, સંયમી અને નિઃસ્વાર્થી ! હું ! હું કેવા મોહથી ભૂલ કરી બેઠી ! હું કેવી મૂર્ખ છું, હાય ! મને રીસ કરવાનું ક્યાં સૂઝ્યું ! હું ભ્રમિત

છું — ઈર્ષ્યાથી ભાન ભૂલી મારા જ પગમાં કુહાડો ઝીંકવાનું મને કેમ સૂઝ્યું. '

આમ કેટલોયે વખત વીતી ગયો,

એકાએક ઉમાતારાના ઓરડામાંથી બૂમ પડતાં જ મલ્લિકાનું સ્વપ્ન ભાંગી ગયું. ઝટપટ જેમ તેમ કરી પોતાને સમાલી લઈ તે દોડતી ગઈ. ઉમાતારાએ કહ્યું : ' તું તે કેવી છે બાપુ ! આ શું બેસી રહેવાનો વખત છે! બૈરાં બધાં જમવા બેઠાં છે, એમને જોઈતું કરતું આપવું નહિ પડે! ના, મારાથી તો આ નથી સહન થતું, બાપુ ! '

મલ્લિકાએ નીચે આવતાં જ જોયું તો વિધુ અને રાધારાણી સૌ સ્ત્રીઓને પીરસવાના કામમાં લાગી ગઈ હતી. ભંડારના બારણામાથી અભય ખાદ્ય વાનગીઓ કાઢી આપતો હતો, અને અતુલ એને મદદ કરવામાં રોકાયેલો હતો. નાના મામાએ અતુલને કંઈ કહ્યું. એ સાંભળતાં જ અતુલનું મોં હાસ્યથી ભરાઈ ગયું. તેણે વેગથી એક મિષ્ટાન્નનો થાળ હાથમાં ઉપાડી લઈ જગદીશના હાથમાં મૂકયો. બહાર વાડીમાં પણ ભોજનપર્વ શરૂ થઈ ગયું હોય એમ લાગ્યું.

વિધુએ હાથનો ઈશારો કરી બોલાવતાં જ મલ્લિકા એકદમ પિરસણના કામમાં જોડાઈ ગઈ. આમ, લજ્જા ને શરમમાંથી ખૂબ સહેલાઈથી છૂટકારો મળતાં તેના મનને થોડું ઘણું આશ્વાસન મળ્યું. તેમાં વળી તેણે જોયું તો સ્ત્રીઓના ઓરડાના બારણાની પડખે જ ઉમાતારા પોતે આવીને આજે બેઠી હતી.

ભંડારમાંથી પુરી આણવા જતાં મલ્લિકાએ જોયું તો અતુલની સાથે રાધારાણી કંઈક વાત કરતી હતી. તે વખતે અભય હાંડીમાંથી થાળામાં રસગુલ્લાં ઠાલવતો હતો. એટલામાં, પુરી કયાં છે ? — બોલતી વિધુ આવી પુરીનો થાળ ઉપાડી ચાલતી થઈ.

મલ્લિકાએ બૂમ મારી : ' તો મને રસગુલ્લાં આપો, સૌ બેસી રહ્યાં છે. '

અભયે થાળ ઉપાડી તેના હાથમાં મૂકતાં જ ,હસીને મલ્લિકાએ તે દેવતાના દાનની પેઠે જમણા હાથમાં ઉપાડી લીધો. જગદીશ તે વખતે બહારથી સંદેશનો ખાલી થાળ હાથમાં લઈ પાછો આવતો હતો.

આવી રીતે એ દિવસના પ્રીતિભોજનનો સમારંભ પૂરો થઈ ગયો.

રાત્રે ઉમાતારાના ઓરડામાં લલિત અભયની સાથે અતુલને પણ ખેંચીને લઈ ગયો. લલિતના જતા પહેલાં જ છાત્રાલયમાં તે ભોજન સમાપ્ત કરીને બેઠો હતો, એટલે અત્યારે ઘરનાં માણસોની સાથે જ તેના ભોજનની ગોઠવણ થઈ. અતુલની દૃષ્ટિએ આ કેવળ માત્ર આમંત્રણ નહોતું — ખરેખરો આનંદ ઉત્સવ હતો !

જમવા બેસતાં લલિતે પૂછ્યું: 'કેમ રે અભય, ફરી પાછો ક્યાં ભાગે છે ?'

અભય બોલ્યો: 'હવે વળી ક્યાં જાઉં ? ઘેર જાઉં છું.'

લલિત બોલ્યો: 'એમ ? — અને અતુલબાબુ ?

અતુલ બોલ્યો: 'હું તો હવે ક્યાંયે જવાનો નથી.'

'સરસ.' કહી અભયની સામે જોઈ લલિતે પૂછ્યું: 'તો ક્યારે જાય છે તું ?'

અભય બોલ્યો: 'કાલે જ રાતની ગાડીએ.'

ઉમાતારા નવાઈ પામી બોલી: 'ઓ મા, કાલે જ ઘેર જાય છે તું ? પાછો ક્યારે આવવાનો ?'

અભય હાથ ધોઈ નાખી બોલ્યો: 'મહિનો તો થશે.'

ઉમાતારા વ્યગ્ર બની બોલી: 'એ નહિ ચાલે, આ વખતે જરા વહેલું આવવું પડશે, દિયરજી. અમારા ઘરમાં વિવાહનો અવસર છે આ માગસરમાં.'

અભયે મોં ઊંચું કર્યું, ત્યાં ઉમાતારા વાત સ્પષ્ટ કરતી બોલીઃ 'મલિનાં લગન છે માગસરની અગિયારસે, ખબર નથી શું ?'

અભયે ઘુંટડો ગળી પૂછ્યુંઃ 'ક્યાં નક્કી થયું ?' એકદમ પૂછી તો નાખ્યું, પણ પછી તે જરા મુંઝાઈ ગયો.

ઉમાતારા બોલીઃ 'આ આપણા જગદીશની સાથે.'

વાત નીકળતાં જ મલ્લિકા એક વાર અભયના ઢળેલા મોં સામે જોઈ લઈ મૂંગી મૂંગી બારણામાંથી જતી રહી. ઊમરો ઓળંગતાં ઓળગતાં જગદીશનું નામ તેના કાને સંભળાયું. તે વધુ એક પળ પણ થોભ્યા વગર સીધી પોતાના ઓરડામાં આવી બારણું બંધ કરી અંદર ભરાઈ ગઈ.

અભય અને અતુલ અવાજ કરતા કરતા નીચે ઊતરી ગયા. તેમનો પગરવ મલ્લિકાએ સાંભળ્યો. મલ્લિકાની ગેરહાજરીમાં રાધારાણી આજે તેમને વાટ દેખાડવા દીવો લઈને ગઈ—આની મલ્લિકાને ખબરે પડી નહિ.

મોડી રાતે વિધુએ તેને જમવા માટે બોલાવી, ત્યારે તેણે પથારીમાંથી જ જૂઠો જવાબ દીધોઃ 'મેં ખાઈ લીધું છે.'

'સારું કર્યું.'

કહી વિધુ નીચે ઊતરી ગઈ.

## : ૨૧ :

સમય જેમ જેમ જવા લાગ્યો તેમ તેમ મલ્લિકાના મનની અશાંતિ પણ વધતી જ જવા લાગી. દિન પ્રતિ દિન અને રાત પ્રતિ રાત, ચિંતાઓનો ભાર એવો તો એની છાતી પર દબાતો જવા લાગ્યો કે એના જ દબાણથી એના અંતરાત્માનો જાણે નિઃશ્વાસ સુદ્ધાં બંધ થઈ જવા આવતો હોય એવું લાગતું હતું.

રહી રહીને એના એ જ વિચાર મલ્લિકાને આવતા હતા કે હવે ઉપાય શો ? આ આવતી આફતમાંથી કેવી રીતે છૂટકારો પામવો ? વિધુબહેનને હું એ શબ્દો કયે મોંએ કહેવા ગઈ ! એક પળનો એ એક શબ્દ ન બોલી હોત તો કોઈને ય કંઈ નુકસાન થવાનું નહોતું. મારુંયે સુખ ને શાંતિ કંઈ જન્મારા માટે લોપ નહોતાં થઈ જવાનાં !

હવે શું કોઈ ઉપાય નથી ?

નથી રે નથી ! કોઈ ઉપાય હવે નથી. આ આફતમાંથી છૂટકારો નથી !

દિવસે દિવસે એના શરીરની હાલત એવી થતી ગઈ, એનાં આંખ મોં એવાં સુકાઈ જવા લાગ્યાં કે ધ્યાનપૂર્વક ન જોઈએ તોયે એ નજરે પડ્યા વગર રહે નહિ.

એક દિવસ ઉમાતારાએ પૂછ્યું: 'તારું શરીર કેમ આમ ઊતરતું જાય છે!'

મલ્લિકા પ્રયત્નપૂર્વક હસીને બોલી: 'ક્યાં, ક્યાં ઊતરતું જાય છે! તમે તે કેવું બોલો છો!'

કહી કામનું બાનું કાઢી તે ત્યાંથી સરકી ગઈ.

ઉમાતારા નિસાસો નાખી મનમાં મનમાં બોલી: 'શી ખબર, મારાથી તો આ નથી સહન થતું, બાપુ, કેટલાંની હું તે ચિંતા કરું!'

મલ્લિકાએ એકદમ વિધુની ઓરડીમાં જઈ બૂમ મારી: 'વિધુ બહેન!'

વિધુ તે વખતે ભોંય પર ઝૂકી પડી પેલા દિવસવાળી પેલી ચોપડીમાં કંઈક લખતી હતી. મલ્લિકાનો કંઠસ્વર સાંભળી ચમકીને, ચોપડી બંધ કરી તે ઊઠીને બેઠી થઈ.

પછી સ્નિગ્ધ સ્વરે બોલી: 'કેમ મલિ?'

મલ્લિકા પ્રયત્ન કરવા છતાંયે દીર્ઘ નિ:શ્વાસ દબાવી શકી નહિ. થોડી વાર ચૂપ રહી તે બોલી: 'કંઈ નહિ, દિદિ, અમસ્તી જ આવી હતી જરા.'

પરંતુ એના કંઠસ્વરમાં જ એવી કાતરતા સળવળતી હતી કે તેણે એકદમ વિધુના અંતઃકરણમાં જઈને સ્પર્શ કર્યો. તે પોતે ખૂબ દુઃખી હતી તેથી દુઃખીનું દુઃખ સમજતાં એને લેશમાત્ર વાર લાગી નહિ.

ખૂબ ઊંડા સ્નેહથી મલ્લિકાનો હાથ દાબીને પકડી લઈ વિધુ બોલીઃ ' મલિ, શું થયું છે, મને નહિ કહે, બહેન ? '

ઝાકળથી ભરેલા ફૂલછોડને પવને આવીને હલાવી નાખ્યો. મલ્લિકાએ મોં ફેરવી લીધું, તોયે આંખનાં પાણી રોકી શકી નહિ. ધીરે ધીરે હાથ ખેંચી લઈ એકદમ તે ઓરડામાંથી બહાર જતી રહી.

વિધુ ઊઠી નહિ, એની પાછળ પણ ગઈ નહિ — ત્યાં જ નીચું માથું કરી બેસી રહી. એની આંખો પણ સૂકી ન રહી. શું સમજી, શું ન સમજી તેની એને ખબર, પણ એ રડી. કઈ વાત યાદ આવવાથી એ રડી, એની પણ એને જ ખબર. મને લાગે છે કે ઊંડું દુઃખ માત્ર એવું છે કે અનુકુળ હવાથી એ દુઃખનો દાહ એક હૃદયથી બીજા હૃદયમાં આવી પડતાં વાર લાગતી નથી.

પોતાની ઓરડી પાસે આવી પહોંચ્યા પછી મલ્લિકાએ જોયું તો રાધારાણી તે ઓરડામાંથી જ બહાર નીકળતી હતી. તેને જોતાં જ તે ત્યાં ઊભી રહી ગઈ.

રાધારાણી હસતે મોઢે બોલીઃ ' અત્યાર સુધી ક્યાં હતાં, બહેન ? '

મલ્લિકાનું સમસ્ત હૃદય જાણે હાહાકાર કરી રડી પડવાનું ચાહવા લાગ્યું. હાય ! હું જો આવી સ્વાભાવિકતાથી હસતે મોઢે સૌની સાથે સમાનભાવે વાત કરી શકતી હોત તો ! મેં પોતે જ

તો એ માર્ગ બંધ કરી દીધો છે! હવે પાછા ફરવાનો કોઈ ઉપાય રહ્યો નથી!

ઉપાય નથી — એ વાત યાદ આવતાં જ આ વખતે તેના સમસ્ત અંતરમાં કોઈએ જાણે વિદ્રોહનો દાવાનળ સળગાવી દીધો. એ ઉત્તાપથી એની આંખનાં આંસુ સુકાઈ ગયાં, તેનો દીર્ઘ નિઃશ્વાસ પલકમાં કોણ જાણે ક્યાં વંટોળિયાની પેઠે ગુમ થઈ ગયો.

કોણ કહે છે, ઉપાય નથી? જે માર્ગ મેં પોતે પોતાને જ હાથે બંધ કરી દીધો છે, તે માર્ગ હું પોતે જ પાછી પોતાને જ હાથે ઉઘાડી દઈશ. જગદીશને હું કદાપિ કોઈ રીતે ય પતિ તરીકે ગ્રહણ કરી શકવાની નથી. મરી જાઉં તો પણ નહિ. જે અભયનો શત્રુ છે તે મારો પણ શત્રુ છે. અભય દેવ છે. જે ચારેકોર એ દેવની નિંદા કરતો ફરે, એના ગળામાં હું માળા પહેરાવું?

રાધારાણી બોલી: 'કેમ કંઈ બોલતાં નથી, બહેન?'

આ પ્રશ્ન સાંભળી મલ્લિકાનો વિચારપ્રવાહ બીજે જ રસ્તે ચાલવા લાગ્યો. અભયના મન સંબંધી આજે એનો સંદેહ સાવ ઊડી જવાથી, એકાએક રાધારાણી તરફ તેનું મન સ્નેહથી ભરાઈ આવ્યું, જાણે રાધારાણીના હાથમાંથી એણે ફરીથી અભયને મેળવ્યો ન હોય શું!

તેથી મલ્લિકાએ આભી બનેલી રાધારાણીને એકદમ બાથમાં લઈ છાતીસરખી દબાવી દીધી, ને ફરી તે તેને પોતાના ઓરડામાં ઢસડીને લઈ ગઈ. એક કલાક સુધી તેને તેણે છોડી નહિ.

પરંતુ રાત્રે પથારીમાં પડ્યા પછી મલ્લિકાને એ એકની એક વાત ફરી ફરીને યાદ આવવા લાગી: — ઉપાય શો? ઉપાય શો?

જગદીશને હું કોઈ રીતે ગ્રહણ કરી શકવાની નથી; કોઈ રીતે નહિ. જે અભયનો શત્રુ છે, તે મારો પણ શત્રુ છે.

મને લાગે છે કે એક જ મંત્રનો જો એકાગ્રચિત્તે જપ કરવામાં આવે તો નવી શક્તિ મળે છે. કદાચ અતિ ભારે વિપત્તિની વેળાએ છેક સાલસ માણસમાં પણ ભારે હિંમત આવી જાય છે: — મલ્લિકા એકદમ પથારીમાંથી ઊઠી અભયને પત્ર લખવા બેઠી: —

શ્રીચરણમાં,

તે દિવસે કાનોકાન મારા લગ્નની વાત સાંભળવા છતાં પણ તમે મને એમની એમ છોડીને તમે જતા રહ્યા, કંઇ જ બોલ્યા નહિ! માગસરની આઠમને હવે શું વાર છે કે તમે નિશ્ચિંત થઈને હજી દેશમાં બેસી રહ્યા છો?

તમે પારકાનું દુ:ખ દૂર કરવા દોડો છો, અને ઘરનાની આવી ભારે અવદશા આંખો મીંચી જોઈ રહેશો?

કોઈ રસ્તો ન રહેવાથી હું આજે તમારો આશ્રય માગું છું. શું કરવું હવે — તે તમે જાણો — શું કરવું તે મને પણ આજે તમે ફરમાવો.'

તમારી મલ્લિકા.

બહાવરાની પેઠે આખો કાગળ લખી નાખ્યા પછી, ફરી તે વાંચી ગઇ. વાંચતાં તેનો અંતરાત્મા જાણે કંપી ઊઠયો, પરંતુ તરત જ તે પરબીડિયામાં બંધ કરી, સરનામું લખી, શાંત થઈ તે ઊંઘી ગઈ.

બીજે દિવસે ખૂબ દિવસ ચડયો, તોયે મલ્લિકાની ઊંઘ ઊડી

નહિ. નોકર કચરો કાઢવા આવ્યો, ને બારણું ધકેલ્યું. મલ્લિકાએ એકદમ ઊઠી બારણું ઉઘાડી નાખ્યું. પછી તે બારીની પાસે આવી ઊભી ગઈરાતના તમામ ઉદ્દામ વિચારો વિષે ગાઢ નિદ્રા વીતાવ્યા પછી હવે તે દિવસના પ્રકાશ અને બુદ્ધિની મદદથી નવેસરથી વિચાર કરવા લાગી.

શેઠનો સ્વભાવ ચંચળ હોય તો બાહોશ નોકર વગર કામ થઈ શકે નહિ. સ્વભાવ–શિથિલ લલિતચંદ્રનો બાહોશ નોકર પેટી ઉપર સરનામું લખેલું, પણ છાપ વગરનું પરબીડિયું જોઈ પોતાની કર્તવ્યબુદ્ધિનો ઉપયોગ કરી, તે હાથમાં ઉપાડી લઈ જ્યારે બહાર નીકળ્યો ત્યારે મલ્લિકાએ તે જોયું. તેને ના કહેવાનું મન થયું, પણ કોઈ બંધબેસતું કારણ ન જડવાથી, એકદમ ના કહેવાનું તો તેનાથી બન્યું નહિ. તેણે માત્ર એટલું ધ્યાનમાં રાખ્યું કે કોઈ એ જોઈ ન જાય, પરંતુ કાગળ લઈ નોકરને સીધો ઘરમાંથી બહાર જતો જોઈ એ વિષે પણ એ નિશ્ચિંત થઈ.

કાગળ ટપાલમાં ગયો.

કાગળ જ્યારે ટપાલમાં ગયો, ત્યારે મલ્લિકા પળે પળ એના જવાબની આશામાં બતાવવા લાગી.

આ વખતે દશેરાની રજાઓમાં જગદીશ ઘેર ગયો નહિ. પરીક્ષનું ખૂબ વાંચવાનું છે કહી પિતાની રજા મેળવી લીધી.

તે દિવસે સાતમ હતી. સાંજ પછી, જગદીશ વિપિનના ઓરડામાં બેસી વાતો કરતો હતો, અને રહી રહીને એની ચંચળ દૃષ્ટિ બારણાંની બહાર કોઈની શોધ કરી રહો હતી. મલ્લિકા આમ તો રોજ કોઈને

કોઈ કામે એકાદવાર આ તરફ આવતી, પરંતુ આજે તો એ દેખાઈ જ નહિ. તેથી જગદીશને વાતોમાં બહુ રસ પડ્યો નહિ.

જગદીશ ઓચિંતો ઊભો થઈ જઇ બોલ્યો : 'જાઉં જરા નાની માસીની સાથે થોડી વાત કરી આવું' નહિતો પાછો ભૂલી જઇશ !'

ઉમાતારાના ઘરમાં આવી જગદીશે જોયું તો ત્યાં પણ મલ્લિકા નહોતી.

ઉમાતારા બોલી : 'ઓ જગદીશ ! આવ ભાઈ!'

જગદીશ ઉમાતારાના પગ આગળ બેસી પડી બોલ્યો : 'નાના માસા કેમ કંઈ દેખાતા નથી ! હજી આવ્યા નથી શું !'

ઉમાતારા જગદીશની સાથે એનાં ઘરબાર વિષે પૂછપાછ કરતી હતી, એવામાં બેધ્યાન ભાવે મલ્લિકાએ ઓરડામાં પ્રવેશ કર્યો અને જગદીશને જોઈ સ્તબ્ધ બની ઊભી રહી.

લુબ્ધ દૃષ્ટિએ એની સામે જોઈ જગદીશ બોલ્યો : 'મલિ ! ઓહ !'

બોલીને તરત તે રહી ગયો અને ઉમાતારાની સામે જોઈ બોલ્યો : 'એને તાવ આવે છે કે શું, માસીમા ? શરીર રોજરોજ કેવું થતું જાય છે !'

ઉમાતારા બોલી : 'શી ખબર, બાપુ ! કંઈ સમજાતું નથી. પૂછવા જતાં વાત ઉડાવી દે છે. હું કહું છું, કે એના શરીરમાં થોડો થોડો તાવ રહે છે. પણ એ કબૂલ કરતી નથી. ગમે તેમ, આજે તો હું એમને વાત કરવાની છું. કંઈ દવાબવા કર્યા વગર કેમ ચાલે ?'

મલ્લિકા વધુ વખત ત્યાં ઊભી રહી શકી નહિ. આ ઓરડામાંથી બહાર નીકળી જાઉં તો જ મને હાશ થાય એવો એના મનનો ભાવ

હતો. પરંતુ અંદર આવી ગયા પછી વગર કારણે એકદમ બહાર જતા રહેવું એ એટલું સહેલું નથી! તેથી, તે તનતોડ પ્રયત્ન કરી જૂઠેજૂઠું બોલી: 'આ વિધુ બહેન કેમ બૂમો પાડ્યા કરે છે, જોઈ આવું જરા.'

કહી તે એકદમ ઓરડામાંથી છટકી ગઈ.

'મલિ — જરા વાત તો સાંભળતી જા —' બોલતો જગદીશ પણ એની પાછળ પાછળ બહાર નીકળી ગયો.

ઉમાતારા જરા હસીને પડખું ફરી સૂઈ ગઈ.

જગદીશ પાસે આવ્યો ત્યારે મલ્લિકા પાછળ ફરી ઊભી રહી. ગંભીર કંઠે બોલી: — 'શું છે — કહો?'

જગદીશ આવેગ ભર્યા અવાજે બોલ્યો: 'તારું મોં આમ સુકાતું કેમ જાય છે, કહે તો!'

'આ —'

કહી મલ્લિકા મોં ફેરવી જવાનું કરતાં જ, જગદીશે ઉતાવળે હાથે અંદરના ગજવામાંથી એક નાની મખમલની ડબી બહાર કાઢી એના હાથમાં પકડાવી દઈ કહ્યું: 'મલિ, અર્ધ્ય ગમે તેટલો તુચ્છ હોય, પણ કહે છે કે ખરા અંતરની પ્રાર્થના દેવતા કદી પણ પાછી ઠેલતા નથી, તેથી નવરાત્રિની આ સામાન્ય ભેટ હસતે મોઢે જ તારે સ્વીકારવી પડશે.'

મલ્લિકાના હાથ પર કોઈએ જાણે બળતો અંગારો ચોંપી દીધો! જેમ તેમ કરી તેનો દાહ સહન કરી લઈ તેણે ઝડપથી પોતાની ઓરડીમાં પ્રવેશ કર્યો.

ડબી ઉઘાડીને જોવાનીયે એને ઈચ્છા સરખી થઈ નહિ. પથારી પર ડબી ફેંકી દઈ તે જમીન ઉપર લાંબી થઈને પડી.

આ પ્રથમ આવેગ જેમ તેમ સમાલી લઈ પછી જ્યારે તે વિચાર કરવા બેઠી ત્યારે જગદીશનો બિલકુલે દોષ તેને દેખાયો નહિ. પહેલાં કદી પણ તે આવી રીતે મને કંઈ પણ આપવા આવ્યો નહોતો. મેં પોતે જ તો એને આ અધિકાર આપ્યો હતો. તો પછી આજે આ ચિત્તદાહ શા માટે? આ ધિક્કાર કોઈ પણ રીતે જગદીશને લાગુ પડી શકતો નથી, આ તો મારી જ મૂઢતાની યોગ્ય દક્ષિણા છે!

વિચારતાં વિચારતાં ધીમે ધીમે તેના દિલમાં જગદીશ પર એક પ્રકારની કરૂણા જાગી ઊઠી. આહ! કેવા ઉત્સાહથી તે મને આ ચીજ ભેટ દેવાને આવ્યો હતો! એને યોગ્ય ભક્તિભાવ તો મેં બતાવ્યો જ નહિ, ઊલટું, એવી એક તોછડાઈ બતાવી કે એને બિલકુલ હૃદયહીન નિષ્ઠુરતા જ કહી શકાય! હાય નિર્લજ્જ! કોના પાપનું પ્રાયશ્ચિત આજે હું કોના ઉર ઓઢાડી આવી!

આવી રીતે આત્મલાંછનાના અતલ તળિયે તે જ્યારે ડૂબકાં ખાતાં હતી, તે વખતે વિધુએ આવીને બૂમ મારી: ‘ મલિ?’

મલ્લિકા જાણે ખરાબ સ્વપ્નમાંથી જાગી ઊઠી.

તે ભારે ગળે બોલી: ‘કેમ બહેન?’

વિધુ બોલી: ‘ રાત કંઈ થોડી થઈ છે? — ખાવું નથી શું?’

મલ્લિકા બોલી: ‘ ના બહેન, મને ભૂખ નથી આજે.’

વિધુ બોલી: ‘ સવારે પહેલે પહોર ખાધું છે, ને ભૂખ નથી એમ કેમ? એ વાત હું માનવાની નથી! ચાલ, જે ભાવે તે બે કોળિયા ખાઈ લે — ઊઠ! —

મલ્લિકા બોલી: ‘ તમને પગે પડું, દિદિ, ખરેખર આજે મને જરા સરખીયે ભૂખ નથી. ખરું કહું છું!’

વિધુ બોલી: ‘ તું આવું પહેલાં તો નહોતી કહેતી! માસીમા

આજે મને કેટલું બોલતાં હતાં! કહે કે તું જોતી કરતી નથી એટલે એ અડધા દિવસ તો ભૂખી જ રહે છે. તું જ કહેને, તું રાતે ખાય છે કોઈ દિવસ! પછી શરીર આવું ન થઈ જાય!'

આ પછી, મલ્લિકાએ ફરી વિધુને પગે પડી પોતાનું દુ:ખ પ્રકટ કર્યું: 'હું નહિ ખાઈ શકું.'

વિધુ બોલી: 'હું એ બધું ન જાણું. જે કહેવું હોય તે નાની માને કહી આવ.'

'તે હું કહી દઈશ, મને ઊંઘ આવે છે અત્યારે!'

કહી મલ્લિકા એકદમ પથારીમાં મોં સંતાડી સૂઈ ગઈ.

વિધુએ ફરી એક વાર તેને બોલાવી, પણ કંઈ જવાબ ન મળવાથી છેવટે તે ધીરે ધીરે ત્યાંથી જતી રહી.

: ૨૨ :

અભયે ઘેર આવી માની ચરણરજ માથે ચડાવી લીધી. પરંતુ માના મોં સામે નજર પડતાં જ એ નવાઈ પામી ગયો.

અભય બોલ્યો : ' તું માંદી પડી હતી, મા ? એ વાત તો તેં મને કદી લખી નહોતી ! '

મા જગત્તારિણી હસીને બોલી : ' ક્યાં, એવું શું થયું હતું તે લખું ! કેવો ગાંડો છે ! '

અભય નવાઈ પામી બોલ્યો : ' વાહ, માંદી નહોતી પડી, તો મોઢું આવું કેમ થઈ ગયું છે ! જાણે ઓળખીયે નથી શકાતું. કેમ છુપાવે છે મા ? '

જગત્તારિણી એના માથે હાથ મૂકી બોલી : ' ના રે ના, એ તો કશું નથી. ઘણા દિવસે તું મને જુએ છે ને, એટલે આમ લાગે છે. બેસ હવે; હાં — તું શું આ વખતે ખરેખર પરીક્ષામાં નથી બેસવાનો ? '

કહી માએ વાતને દાબી દેવાની કોશીશ કરી.

અભય એક નિઃશ્વાસ નાખી ધીમે ધીમે માના પગ આગળ બેસી પડયો, અને ભોંય સામે જોતો ધીરે ધીરે બોલ્યો : 'હજી નક્કી નથી કર્યું, પણ મા, આ વખતે હું અભ્યાસમાં ખૂબ જ પાછળ પડી ગયો છું — એ તો તું જાણે છે.'

જગત્તારિણી થોડી વાર મૂંગી રહી બોલી : 'એ તો તેં લખ્યું હતું, પરંતુ એક વરસ નકામું ગયું ને !'

કહી તેણે એક ઊંડો નિસાસો નાખ્યો.

અભય માની સામે જોઈ બોલ્યો : 'એની તું ચિંતા ન કરતી, મા ! જે કામ મેં આ વખતે તારા આશીર્વાદથી કર્યું છે તે જોતાં મારો સમય નકામો નથી ગયો એની મને ખાતરી છે. તારી આગળ ઊભીને પણ હું હિંમતથી આમ કહું છું એ પરથી જ તું એ સમજી શકીશ.'

જનની જગત્તારિણીએ ગર્વ અને આનંદ પૂર્વક એક વખત પુત્રની સામે જોયું અને એના માથા પર હાથ ફેરવતી ફેરવતી બોલી : 'એ સારું કર્યું, ભાઈ, પરંતુ તારે માટે હું કંઈ જ કરી શકી નહિ — તો પણ, કહું છું, એક વરસ તો ખરું ને !'

અભય માના મનની વાત સમજી ગયો. તે માના ખોળા પાસે ખેંચાઈ આવી તેના શરીર પર હાથ મૂકી બોલ્યો : 'મા, આ તું શું બોલે છે ! મને નહિ લાગતું હોય ! એક વરસ તો આમ વીતી જશે !'

મા શુષ્કમુખે જરા હસી, તેણે કંઈ જવાબ દીધો નહિ.

થોડીવાર રહી ફરી મા બોલી : 'એ તો સારું જ કર્યું છે — યોગ્ય જ કર્યું છે — એ તો પત્યું, પણ પેલી છોકરી ક્યાં છે અત્યારે ? એનું કંઇ કર્યું ?'

અભય આ પ્રશ્નનો ઢંગ પણ સમજ્યો. તે બોલ્યો : 'ના, હજી

તેનો કંઈ રસ્તો થયો નથી, પણ તેને એક સારા ઘરમાં રાખીને આવ્યો છું.'

કહી તેણે લલિતના ઘરના વ્યવહાર અને ઉમાતારાના સ્નેહ અને સંભાળની પૂરી વાત કરી.

મા એ બધું સાંભળી બોલી : 'આહ! એમનું ભલું થાઓ. વારુ, એ છોકરીના ઘરબાર વિષે કંઈ ખબર છે!'

અભય જે કંઈ જાણતો હતો તેમાંનું કશુંયે માની આગળ તેણે છુપાવ્યું નહિ.

આ સાંભળી જગત્તારિણી ફરી મૂંગી થઈ ગઈ.

પછી આર્દ્ર સ્વરે તે બોલી; 'આહ! જગતમાં કેટલું દુ:ખ છે! સારું કર્યું તેં! ગુરુદેવ!'

અભય ઉત્સાહમાં આવી બોલ્યો : 'મા, તેં જો એ લોકોનું દુ:ખ નજરે જોયું હોત! લોકોની એવી ખરાબ હાલત હતી કે નજરે જોયા વગર એ માન્યમાં જ ન આવે! કીડીઓની પેઠે સૌ મરવા પડયાં હતાં, કોઈ સામું જોનારુંયે નહોતું! પેટમાં નાખવા મૂઠી ધાન ન મળે, પહેરવા એક લૂગડું ન મળે!'

જગત્તારિણીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

તે ભાંગેલા અવાજે બોલી : 'ગુરુ! તેં સારું કર્યું ત્યાં જઈને! કંઈ કરી શક્યો હતો?'

અભય બોલ્યો : 'તે — થોડું થયું હતું. ન ગયા હોત તો બીજા ઘણા લોકો મરી જાત.'

માની આંખોમાંથી આ વખતે આંસુ પડયાં. તેમાંનાં કેટલાં આ દુ:ખની વાત સાંભળીને, અને કેટલાં પુત્રના ગર્વથી — એ કહેવું અઘરું છે.

પછી તે બોલી : 'તારા બાપા કહેતા, સેવાથી મોટો બીજો કોઈ ધર્મ નથી, તેં તેમના દીકરાને શોભે તેવું જ કામ કર્યું છે, ભાઈ.'

કહી તેણે પુત્રને છાતીસરખો ચાંપ્યો અને તેના મોં પર હાથ ફેરવવા માંડયો.

આનંદથી અભયની આંખો બીડાઈ જતી હતી. માની આગળીઓના સ્પર્શથી તે તેના મનનો ભાવ પોતાના હૃદયમાં અનુભવી રહ્યો હતો.

થોડીવાર પછી મા બોલી : 'ઠીક કર્યું તેં! તારા આ દેશમાં પણ એવી જ દશા છે એમ કહે છે! આ પેલે દિવસ તારા મામાના ગામનો માણસ આવ્યો હતો. એ કહેતો હતો — તું કહે છે એવું જ બધું! ભગવાન!'

અભય ખોળામાં લેટી પડયો હતો, — ઊઠીને બેઠો થયો. માના ખિન્ન શુષ્ક મોં સામે પોતાની ચમકતી દૃષ્ટિએ જોઈ રહી તે બોલ્યો : 'ક્યાં, આ વાત તો તેં મને કદીયે લખી નહોતી! ક્યારે માણસ આવ્યો હતો?'

જગત્તારિણી બોલી : 'આ હમણાં — થોડા દિવસ પર, કહે કે દુર્ગાપૂજા કોણ કરવાનું છે? ખાધા પીધા વગર લોકો બધા મરી ગયા. ત્રણ ત્રણ પૂજાઓ ગામમાં થતી, આ વખતે એક પણ થાય — કોઈ રીતે ય તો ઘણું. આ તો ઠીક, પણ બીજી વાતો સાંભળી અણુ? ચકપાડાના ચૌધરીના ઘરની વહુ પેલે દિવસે ગળે ફાંસો ખાઈ મરી ગઈ! ઘરમાં કહે છે જમાઈ આવ્યો હતો, અને મા દીકરી કોઈના શરીર પર કપડું નહોતું! શરમથી વહુએ ગળે ફાંસો ખાધો! કહે છે એમની હાલત પહેલાં બહુ સારી હતી! હાય! શું થવા બેઠું છે દેશનું!'

આટલું બોલી મા આગળ કંઈ બોલી શકી નહિ, એનું ગળું રૂંધાઈ આવ્યું હતું.

અભય ઊઠી ઊભો થઈ ચંચળ બની ઘરમાં આંટા મારવા લાગ્યો. પછી તીવ્ર કંઠે બોલ્યો : ' મા ! '

જગત્તારિણીએ એનો કંઠસ્વર સાંભળી આંખ ઊંચી કરી એની સામે જોયું.

અભયે કહ્યું : ' આટલું જોયા સાંભળ્યા પછી પણ તારા દીકરાને તું પરીક્ષાનું ભણતર ભણવાનું કહે છે ? હં ! '

મા દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલી : ' શી ખબર, કંઈ જ સમજી નથી શકતી બરાબર. પણ ભણીગણીને માણસ થઈશ, તો પછી તે વખતે જે ધારીશ તે કરી શકીશ. નહિ તો બીજું શું ? — કંઈ નહિ, તેં સારૂં જ કર્યું છે, ભાઈ! મને હવે કશું દુઃખ નથી. કરવા જેવું કામ તેં કર્યું છે, એમાં દુઃખી થવાનું શાનું ! એ જો જોવા પામ્યા હોત તો આજે કેટલા ખુશી થાત ! '

કહી માએ પાલવ વડે આંખો લૂછી.

અભયે ઓચિંતાના પૂછ્યું : ' મા, મામાનું ગામ અહીંથી કેટલું દૂર છે ? '

જગત્તારિણી નવાઈ પામી બોલી : ' એ ચિંતા હવે શા માટે ? જા — રસ્તાનાં કપડાં બપડાં બદલી નાખ — જા, હવે રાતે ભાત ખાઈશ કે રોટલી કરું ? '

અભય એના જવાબમાં બોલ્યો : ' જે થાય તે કરો — તારો છોકરો કશું ખાઈને મરવાનો નથી ! '

મા તરત જ બોલી : ' હે, આવું વળી શું બોલે છે ! '

અભય પણ તરત જ બોલ્યો : ' જવા દે એ વાત. હું કાલે જ ત્યાં જઈશ — ને ચકપાડા તો પાસે જ છે !

મા ફરી ઊંડો નિસાસો નાખી બોલી : ' દુર્ગા ! દુર્ગા ! શું કહું

હવે ? બધી જગાએ આ ? આખા દેશમાં આ ! કઈ તરફ જોઉં !'

અભયે શું વિચાર કર્યો તેની એને ખબર.

તે એકદમ બોલ્યો : 'ના, હવે બીજી કોઈ તરફ જોવાનો નથી, જોવાની ઇચ્છા પણ નથી. પહેલાં આ દેશનીજ સામે જોઈશ. તે પછી, બનશે તો બીજી વાતનો વિચાર કરીશ. લુગડાંલત્તાં લાવ્યો છું, તું એ જોઈ લે. હું કાલેજ નીકળી પડીશ.'

મા દૃઢ સ્વરે બોલી : 'ના, એ નહિ બને, આ થોડા દિવસ તને ક્યાંયે ખસવા નહિ દઉં. શરીર, જોને, કેવું થઈ ગયું છે ! મોંનું તેજ બધું ઊડી ગયું છે ! એમાં વળી પાછા આ તહેવારના દિવસોમાં તારે બહાર જવું છે ! પછી જે કરવું હોય તે કરજે ! આ થોડા દિવસ તો હું જવા દેવાની નથી, તને કહી દીધું !'

અભય બાળકની પેઠે બીતો બીતો બોલ્યો : 'ભલે, હવે નહિ કહેવું પડે. તું કહે છે તેમ કરીશ, નવરાત્રિ પછી વાત.'

કહી કપડાં બદલી તે ગામમાં નીકળી પડ્યો.

જતી વખતે કહેતો ગયો : 'મા, મને પાછા ફરતાં આઠ નવ તો સહેજે વાગી જશે. હું જરા પેલી શેરીમાં ગાંગુલિના ઘેર જાઉં છું. ત્યાં અરૂણુદા સાથે જરા વાતોચીતો કરવાની છે.'

મા બરાબર સમજી ગઈ કે શાની વાતોચીતો છે, ને શું થવાનું છે. હર્ષ અને ગર્વથી તેનું મોં પ્રફુલ્લ થઈ ગયું. ગુરુદેવ ! દયા કરો ! કહી તે ઉમરા ઉપર માળા લઈને ફેરવવા બેઠી.

નવરાત્રિના થોડાક દિવસો તો જેમ તેમ વીતી ગયા. માનો હુકમ અભય બરાબરજ પાળતો. એ પછી, અરૂણુદા, વિનોદ, હરૂ

નાપિત અને માખન બાઈ વગેરેની સાથે ફરી એનું રાજભૂમનું પ્રકરણ શરૂ થઇ ગયું. અતુલને આવવા માટે પહેલાંથી જ એણે કાગળ લખી નાખ્યો હતો, તે આવ્યો નહોતો. તેથી સંપૂર્ણ નવેસરથી તેણે ટુકડી ઊભી કરવી પડી.

ટુકડી ઊભી કરી તે કામ શરૂ કરવાની તૈયારીમાં છે, એવામાં મલ્લિકાનો પેલો કાગળ આવી પહોંચ્યો. એ વાંચી ઘડીભર તો એ મૂઢ બની ગયો. તેને થયું, આ કેવી સત્યાનાશની વાત! મલ્લિકા પોતાને ચાહે છે, એવો આભાસ તો આ પહેલાં તેણે મળ્યો હતો જ. પરંતુ એ પ્રેમની સાથે અભયની પોતાની પણ જવાબદારી કેટલી બધી છે એ તે કદી પણ બરાબર સમજી શક્યો નહોતો. અનેક કામોમાં હમેશાં ગુંથાયેલો રહેવાને લીધે વિચાર કરી જોવાનો વખત પણ એને મળ્યો નહોતો.

તેણે ફરી કાગળ વાંચ્યો. વાંચીને મનમાં મનમાં તેણે વિચાર કર્યો: ઓહ! 'શું કરવું હવે — તે તમે જાણો — શું કરવું તે મને પણ આજે તમે ફરમાવો — તમારી મલ્લિકા.' — હવે બાકી શું રહ્યું! આનો ઉપાય?'

વિચારવા જતાં જાણે તેનું માથું ભમવા લાગ્યું. કોઈ બાજુથી, કોઈજ રસ્તો તેને શોધ્યો જડ્યો નહિ. ભૂખ્યાને અન્ન, માંદાની શુશ્રૂષા, દરિદ્રની સેવા — આ બધા પ્રશ્નોનો ઉકેલ તે વિચાર કરીને, પરિશ્રમ કરીને, કે ભીખ માગીને કરી શકે છે, પણ રમણીના મનની ક્ષુધા — હૃદયની તૃષ્ણા — હૃદયની જ્વાળા નિવારણ કરવાનું શિક્ષણ કે સંસ્કાર તેને મળ્યાં નહોતાં — તો પછી આ કોયડાનો તે કેવી રીતે ઉકેલ લાવે?

હવે — તે વિચારવા લાગ્યો : — 'મલ્લિકાની સાથે મારે લગ્ન કરવાં જોઈએ! પરંતુ હું તો જન્મનો દરિદ્ર છું! મારી સાથે મલ્લિકાને

એનાં વાલીઓ શા માટે પરણાવે ? વળી, એક ઉત્તર દેશનું બીજું દક્ષિણ દેશનું — એનો સંબંધ થાય પણ કેવી રીતે ? મા પણ આ વાત કેમ કબૂલ રાખશે ? ઘરડેઘડપણ માની આજ્ઞાનો ભંગ કરી એને દુઃખી કરું ? અસંભવિત !

ખૂબ વિચાર કર્યો, પણ કંઈજ તે નક્કી કરી શક્યો નહિ. એટલે પત્રનો જવાબ પણ તરત જ લખવાનું તેને અસંભવિત લાગ્યું.

તેણે મન સાથે નક્કી કર્યું કે હાથ પર લીધેલું કામ પૂરું કરી નાખી, પહેલી જ તકે કલકત્તા પહોંચી જઈ, તે વખતે જે ઠીક લાગશે તે કરી નાખીશ. પરંતુ જે કામ તેણે હાથમાં લીધું હતું, તે કામ તેને કોઈ રીતે છોડે તેવું નહોતું. દિનરાત તેના જ નશામાં, ટુકડી લઈ અહીંથી તહીં ને તહીંથી અહીં તે માત્ર ભૂતની પેઠે ભમતો ફરવા લાગ્યો. આહાર નિદ્રાનો પણ એને વખત રહ્યો નહિ ! નવલકથામાં આવતા જોષીની પેઠે ઊંચે આંખો રાખી તે માત્ર રસ્તે ચાલવા લાગ્યો, પગની નીચે નજર કરી જોવાની તેની હાલત જ રહી નહિ.

મલ્લિકા ખરું જ સમજી હતી — પારકાનું દુઃખ દૂર કરવાના ઘેનમાં અભય ઘરના દુઃખની વાત ભૂલી ગયો !

: ૨૩ :

અતુલ અભયનો આગ્રહ માની શક્યો નહિ — અભયનો કાગળ મળ્યા છતાં પણ તે કલકત્તામાં જ બેસી રહ્યો. જે અભય એક રીતે તેનો ગુરુ હતો, અને સખા હતો, આ જીવનમાં જેને એ પોતાનો આદર્શ માની પોતે ભક્તની પેઠે એનું અનુસરણ કરતો હતો, એ અભયના નિમંત્રણને તે અમાન્ય કરી શક્યો, એટલા પરથી જ સમજી શકાશે કે એ અતુલ હવે પહેલાંનો અતુલ રહ્યો નહોતો.

થોડા દિવસ પહેલાં જ અભયે લલિતની આગળ પોતાનો જમણો હાથ કહીને જેનો પરિચય કરાવ્યો હતો, એ જમણા જ હાથે આજે ખરે વખતે પ્રત્યુત્તર આપ્યો નહિ. એ હાથને આજે પક્ષાઘાત થયો હતો !

બાબાની જન્મતિથિના ભોજન પછી, અતુલ માત્ર એક જ દિવસ ચાંપાતલા વાળા ઘેર ગયો હતો. એ છેલ્લો જ તેણે એ ઘરમાં પગ દીધો હતો. પછી તે એ બાજુ ગયો જ નહોતો. પેલે દિવસે રાધારાણીની સાથે એને જે વાતચીત થઈ હતી, તે વાતચીતમાંના એક શબ્દે તેનો એ ઘરમાં જવાનો રસ્તો બંધ કરી દીધો હતો.

તે જ દિવસથી તેને પાકે પાયે સમજાઈ ગયું હતું કે રાધારાણી અભયની પ્રેમી છે, અને પોતાના પર તો એ માત્ર ભાવ રાખે છે એટલું જ, ચાહતી કરતી નથી. સેવા સમિતિની રોગશય્યામાં પડ્યાં પડ્યાં જેને તે મનથી મનથી ચાહવા લાગ્યો હતો, અને આજ દિન લગી પ્રસંગ મળતાં જેની નીરવ પૂજા કરતો આવ્યો હતો, જેની ખાતર લોકોની નિંદાની પરવા કર્યા વગર એણે એને પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો, જેની ખાતર એ માસીને ઘરમાંથી કાઢી મૂકતાં પણ ખચકાયો નહોતો, — એ રાણી એને માત્ર સેવા આપી શકે છે, ભક્તિભાવ આપી શકે છે, આગળ કશું આપી શકતી નથી. એ અતુલના ગુરુને માટે સરજાયેલી છે-- અતુલને માટે નહિ. એ ગુરૂને અતુલે પોતે પણ પોતાનું જે કંઈ હતું તે બધુંયે આપ્યું છે. પોતાનાં સુખ, સ્વાસ્થ્ય, સમય, આશા અને શ્રદ્ધા તેણે પોતાની ઇચ્છાથી સમર્પણ કરી દીધાં છે, અને તેને માટે તેણે એક દિવસ પણ કદી પશ્ચાત્તાપ કર્યો નથી, પરંતુ રાણી એના મનથી એ બધા કરતાં યે ઘણી ચડિયાતી હતી, તેથી આ આઘાત તેને અસહ્ય થઈ પડ્યો!

આમાં અભયનો હાથ કેટલો હતો તેની તેને ખબર નહોતી. કદી એ વાતનો ઈશારો પણ એને જોવા જાણવા મળ્યો નથી. સંદેહ કરવા જેવો કોઈ પ્રસંગ પણ એની નજરે કદી આવ્યો નથી, તેથી અભય ઉપર એને કંઈ રીસ નહોતી. પરંતુ રાધારાણી પરની રીસે તેને અંધ બનાવી દીધો હતો, તેથી તેને છોડી તેના પ્રેમપાત્ર ઉપર પણ તેનો પ્રભાવ કેવી રીતે જઈ પડ્યો હતો, તે વાત તે પોતે પણ બરાબર સમજી ન શક્યો તો પણ તે રીસમાંથી તે મુક્ત થઈ શક્યો નહિ.

લલિતના ઘરમાં અતુલનો પરિચય અભયે જ કરાવી આપ્યો હતો. તેને ખબર હતી, તે સમજતો હતો કે અભયે પોતાના હકમાં

સરખા ભાગીદાર તરીકે જ તેને સ્થાપ્યો હતો. તેમ છતાં એ ભયંકર રીસની સામા તેનાથી થઈ શકાયું નહિ. પ્રેમ માણસને પોતાના પ્રકાશથી રસ્તો દેખાડે છે એ વાત સાચી છે, પરંતુ પ્રેમની ઈર્ષ્યા માણસને અંધ કરી નાખે છે, એ પણ ઓછું સત્ય નથી.

તેથી, અભયે જ્યારે તેને સિરાજશાહી આવવાનું લખ્યું ત્યારે અતુલે મનમાં મનમાં વિચાર કર્યો : નહિ, અભયની કીર્તિ વધારવાને માટે હવે મારી જરૂર નથી, તે જાતે જ મહાન છે, જ્યાં હશે, ને જે કંઈ કરશે, તેમાં એ પોતાનો અર્ઘ્ય તો મેળવી જ લેવાનો છે. અનુચરોને કશો આનંદ નથી. જે ખીલે છે તેને બધા દેખે છે, જે ખીલવે છે તેને કેટલા લોકો ઓળખે છે?

તેથી, અભયનો પત્ર મળતાં જ તેણે તુરત જવાબ લખી નાખ્યો:—

તમે, અભયભાઈ, મને આવવાનું લખો છો, એ મારે માટે ઓછા ગૌરવની વાત નથી, પરંતુ એ ગૌરવમાં હવે મને સુખ નથી લાગતું. બહુ વિચાર કરી જોયો, મને લાગે છે કે મારે બીજી જવાબદારીઓ પણ છે, બીજાં કામ પણ છે, એ કામો ને જવાબદારી તરફ આજ લગી મેં બિલકુલે નજર સરખી કરી નથી! દાખલા તરીકે ભણવા ગણવાની જ વાત લો — વચમાંથી એકદમ અભ્યાસ છોડી દીધો એ મને યોગ્ય કર્યું લાગતું નથી; એટલે હવે લાગે છે કે જ્યારે ભણવા માંડયું જ છે, ત્યારે તો પૂરું જ કરું; અને હવે પરીક્ષાને પણ બહુવાર નથી! આ પ્રકરણ પૂરું થઈ ગયા પછી, બીજું કામ.

વળી એક બીજું પણ કારણ છે. આજકાલ મારું શરીર અને મન બિલકુલ સ્વસ્થ નથી, કોઈ રીતે મારામાં હિંમત આવતી

નથી, કોઈ રીતે મારામાં ઉત્સાહ આવતો નથી. કોણ જાણે કેમ, પણ મારો કાર્યમાં પ્રવૃત્ત થવાનો ઉત્સાહ બધો ભાંગી ગયો છે— કેમ, એ તો હું પોતે યે બરાબર સમજી શકતો નથી, પછી તમને શું સમજાવું ?

તમે ગુસ્સે ન થશો, મેં સાચું છે તે લખ્યું છે.

તમારો
અતુલ.

છેલ્લા શબ્દો ખરેખર અતુલના દિલના હતા, એમાં જરાયે સંદેહ નથી.

કાગળ લખીને એ તરત જ ટપાલમાં નાંખી આવ્યો. પાછા આવતાં રસ્તામાં વિચાર કર્યો કે બરાબર ગોઠવીને લખી નથી શક્યો, ટપાલમાં ન નાખ્યો હોત તો સારૂં થાત. વળી વિચાર કર્યો કે કંઈ નહિ, જવા દો, અભય આવશે ત્યારે જોયું જશે. વધુ હું વિચારી શકતો નથી.

અભયને કાગળ લખી નાખ્યા પછી સાતેક દિવસ તેણે માત્ર નીચેથી ઉપર ને ઉપરથી નીચે દોડાદોડી કર્યા કરી, ટપાલીને આવવાનો વખત થતાં, આગળથી જ તે બારણા આગળ આવીને ઊભો રહેતો. અને પોતાના નામનો કોઈ પણ કાગળ ન જોઈ ટપાલીને દરરોજ કહેતો, જરૂર મારો કાગળ હોવો જોઈએ, ભાઈ, તમે જરા બરાબર તમારો થેલો જુઓ. પરંતુ તેમ કરવા છતાંયે જ્યારે કંઈ કાગળ આવ્યો નહિ ત્યારે તે એકદમ નિરાશ થઈ ગયો. એક ભીષણ લજ્જા અને અભયની ઉપર એક અતિ કઠોર ફરિયાદ કરતો તે ઘેર પાછો આવ્યો, અને ફરી કાગળ લેવા ગયો નહિ.

આવી રીતે તેની દુર્ગાપૂજાના ઉત્સાહની આશા, વિસર્જનના વહેણમાં તણાઈ ગઈ.

: ૨૪ :

મલ્લિકા હવે ઝાઝું બોલતી નથી. કંઈ વિચાર કરે છે કે નહિ તેનીયે તેને ખબર, પરંતુ તેને મોઢેથી ભાગ્યે જ કોઈ શબ્દ નીકળતો સંભળાય છે. તે છાયાની પેઠે ચાલે છે, હરે છે ફરે છે, અને છાયાની પેઠે ઊઠે છે, બેસે છે, ને સૂએ છે, છાયાની પેઠે મૂંગી મૂંગી ઘરનું કામકાજ કરે છે, મોઢામાં જાણે જીભ જ નથી.

દુર્ગાપૂજા — દુર્ગાપૂજા! પૂજા આવીને ચાલી ગઈ, શારદપૂનમ પણ આવી ગઈ. લેણદેણ અને કામકાજ સંબંધમાં લોકો 'પૂજા પછી વાત, પૂજા પછી વાત' કહીને જે એક સમયની દિવાલ બતાવ્યા કરે છે તે દિવાલ પણ હવે રહી નથી, પૂજા ક્યારનીયે પૂરી થઈ ગઈ છે.

માગસરની આઠમે જ લગ્ન છે, હવે એક મહિનો પણ નથી. વચમાંની દિવાલ ખાઈ બધું વિલુપ્ત થઈ ગયું છે; માત્ર આંખો આગળ શુભકાર્ય તરવરે છે.

વિવાહની તૈયારીઓ વગેરે એકેએક ચાલવા માંડી, પણ

મલ્લિકા તેવી ને તેવી નીરવ છે. દરજી આવીને શરીરનું માપ લઈ ગયો.

ઉમાતારાએ કહી દીધું: 'માપ કરતાં લૂગડું જરા મોટું સીવજો, છોકરીનું શરીર અત્યારે ખૂબ દૂબળું પડી ગયું છે, ફીટ સીવશો તો બે દિવસ પછી ડિલ પર ચઢશે નહિ.'

મલ્લિકા પોતે તો કંઈજ બોલી નહિ, પૂતળીની પેઠે માપ લેવડાવી ઘરમાં જતી રહી.

સોની કેટલાયે દિવસથી દાગીનાઓ લઈને આવજા કરી રહ્યો છે. કોઈને ગમે છે, કોઈને નથી ગમતા, મલ્લિકાને બધાંયે ગમે છે ને બધાંયે નથી ગમતાં. કોઈએ કહ્યું: આ સરસ છે, નહિ?

મલ્લિકાએ માથું ધુણાવ્યું.

કોઈએ કહ્યું: 'એનો ઘાટ ખૂબ સુંદર છે, કેમ, તને કેવો લાગે છે!'

મલ્લિકાએ આ વખતે પણ માથું ધુણાવ્યું, તે કંઈ બોલી નહિ. પરંતુ એના ચહેરા પર બિલકુલ રૂક્ષતા નથી દેખાતી, ચિત્તમાં ચંચળતા નથી, ઘરના કામકાજમાં તે પહેલાંના જેવી જ ઉત્સાહી છે.

રાધારાણી કે વિધુની સાથે પણ એ આજકાલ બહુ વાતચીત કરતી નથી. તે બાબાને લઈને પોતાના ઓરડામાંજ ભરાઈ રહે છે, બોલવું કરવું હોય તે બધું એની સાથે જ કરે છે.

સૌને લાગ્યું કે આ પરિવર્તન સ્વાભાવિક છે, લગ્નના વિચારમાં તે મસ્ત છે. તેથી જ આમ ઉન્મના બની ગઈ છે! માત્ર વિધુ કંઈ બુદ્ધિશાળી હતી, તે એના મનની દશા કંઈક જાણતી હતી.

બીજી પણ એક વ્યક્તિ કંઈક અસ્વસ્થતાનો અનુભવ કરી રહી હતી, એનું નામ જગદીશ. મલ્લિકાનો ભાવ જોઈ તેનો ઉત્સાહ

મરી જતો હતો. તો પણ તેણે મનને સાવધ કરી સમજાવ્યું કે હવે નહિ મુંઝાઉં. શુભ કર્મ પતી ગયા પછી મન મનાવવાનો મંત્ર તો મારા હાથમાં જ છે.

આવી રીતે જોતજોતામાં કારતક મહિનો પસાર થઈ ગયો. માગસર આવી પહોંચ્યો. ઘરમાં ઉત્સવની ધમાલ પૂરજોસથી ચાલવા લાગી. આજે જ સવારે જાન આવી પહોંચી છે. નવા ભાડે લીધેલા મકાનમાં તેમનો ઉતારો અપાયો છે. પાસે જ ઘર છે, એટલે સરસામાન બધો અહીંથી જ જાય છે.

લલિત સવારનો જાનીવાસામાં જ રોકાયેલો રહે છે — કોઈને કંઈ મુશ્કેલી ન પડે એ જોવાનું એનું કામ છે! એમના ઘરમાં આ પહેલો જ પ્રસંગ છે. વિપિન ફરીફરીને કહે છે કે જો જો, ક્યાંયે કોઈને નિંદા કરવાનું કારણ ન જડે!

સાંજ પછી ઉમાતારાના ઓરડામાં ભારે ધમાલ મચી ગઇ હતી. બાજુની એક પડોશણ બાજઠ પર સાથિયો પાડતી હતી. કાલે પીઠીનો દિવસ છે. વિધુ, રાધારાણી, ઉમાતારા બધાંયે એની યાદી બનાવતાં હતાં.

ઉમાતારા બોલી: 'મલિને બોલાવોને. એને જરા પૂછી તો જોઉં, એણે કોઈને બોલાવવું કરવું હોય તો.'

રાધારાણી બોલી: 'એ તે કેવી છોકરી છે! રાત ને દિવસ ઘરમાં જ ભરાઈ રહે છે.'

એ તો સરળ ભાવે જ બોલી ગઈ હતી, તો પણ વિધુ એનો પ્રતિપાદ કરતી બોલી: 'તો શું કરે? પોતાના લગનની તૈયારીઓ એ પોતે કરે?'

ઉમાતારા હસીને બોલી: 'બોલાવ તો વિધુ.'

વિધુ ઊઠીને ગઈ.

પડોશણ બોલી: 'જુઓ, આવું ચાલશે કે હજી જરા વધારે ગાઢું કરું —?

ઉમાતારાએ મોં ફેરવી જોયું. જોઈને બોલી: 'બસ, એ બરાબર છે, નહિ તો લપેડા જેવું લાગશે, કેમ ખરું ને?'

પડોશણ બોલી: 'જરા એક પાતળી સળી આપો તો!' કહી એ ફરી પોતાના કામે લાગી ગઈ.

એટલામાં મલ્લિકા આવી પહોંચી. ઉમાતારાએ એને કહ્યું: 'હં રે, તારી નિશાળની કોઈ છોકરીઓને તેડવી છે?'

મલ્લિકા માથું નીચું ઢાળી બોલી: 'જરૂર નથી.'

આમ કહી એ બહાર ચાલી જવાનું કરતી હતી, એટલામાં સોનીએ આવીને બારણામાંથી બૂમ મારી: 'મા, દાગીના લાવ્યો છું, મોટા બાબુએ બતાવવા મોકલ્યો છે.'

ઉમાતારા બોલી: 'જોઉં.'

કહી તેણે મલ્લિકાને કહ્યું: 'જઈશ નહિ, મલિ, બેસ, અહીં જરા.'

મલ્લિકા પૂતળીની પેઠે વિધુની પાસે બેસી પડી.

'બધા યે દાગીના પહેલાં આપી ગયો છું, આ થોડા બાકી હતા.' કહી સોનીએ એક જોડ બ્રેસલેટ અને એક હાર કાઢી બતાવ્યો.

'જોઉં.' કહી ઉમાતારાએ હાથ લંબાવી એ બંને દાગીના લીધા અને પ્રકાશમાં ફેરવી ફેરવીને જોઈ તેનું નિરીક્ષણ કરવા માંડયું.

સોનીએ બોલવા માંડયું: 'કામ એવું કર્યું છે, કે કંઈ કહેવું નહિ પડે, મા! મોટા બાબુએ કેવી તાકીદ કરાવી છે! મેં કહ્યું, હજી એક દિવસનો વખત આપો. તેઓ કહે, નહિ, એ નહિ બને, જોગીન, આજે જ બનાવી આપો. કાલે સવારે વેવાઈ મહાશયને બતાવવાના છે. ઓ બાબા! આ લગનનું કામ રહ્યું, એટલે આજે લઈ આવ્યો છું. પણ એથી કંઈ કામ ખરાબ નથી થયું. જોયું ને?'

ઉમાતારા બ્રેસલેટ જોતાં જોતાં બોલી: 'હાથે રહેશે ને! આવ તો મલિ, પહેરાવી જોઉં.'

મલ્લિકા યંત્રવત્ મામીના હુકમનું પાલન કરતી હતી એવામાં લલિતચંદ્રે કેટલીક પારસી સાડીઓ હાથમાં લઈને અંદર પ્રવેશ કર્યો અને ખુરશી પર બેસીને કહ્યું: 'બાબા, કેટલી કિંમત ચડી ગઈ છે આજકાલ!'

ઉમાતારા બેઠી હતી ત્યાંથી જ આંખો ઊંચી કરી બોલી: 'આ તે કેવો ધૂળ જેવો રંગ લઈને આવ્યા! તમને કંઈ ચીજ પસંદ કરતાં નથી આવડતું.'

લલિત હસીને બોલ્યો: 'જોયા કર્યા વગર જ બધું નપાસ કરી નાખ્યું! આ જુઓ, આ રંગ કેવો સરસ છે! મલિને સરસ શોભશે. હં, એ તો ઠીક. આ શું, દાગીના આવ્યા? બ્રેસલેટ લાગે છે, હાથે ચડે છે ને! કેમ જોગીન, બરાબર બનાવ્યું છે ને!

જોગીન સોનીએ હસીને નમસ્કાર કર્યા. તે બોલ્યો: એમાં

કંઈ કહેવું નહિ પડે, બાબુ, — તમારું કામ કરવા તો આ શરીર ઘર્યું છે. જુઓને કેટલી મજૂરી કરી છે, જરા.'

લલિત જોવા જતો હતો, એવામાં નોકરે આવીને એક તાર એના હાથમાં મૂક્યો.

'મારા નામનો તાર!'

કહી લલિતે એકદમ પરબીડિયું ફાડી નાખ્યું, અને ગંભીર બની તાર વાંચવા લાગ્યો.

ઉમાતારાએ ઊઠીને આવીને પૂછ્યું: 'કોણે તાર કર્યો છે તમારા પર?'

કહી એના મોં પર ઝૂકીને ઉત્કંઠા પૂર્વક જોઈ રહી.

લલિત પળ વાર ચૂપ રહી બોલ્યો: 'ખૂબ માઠા સમાચાર છે, અભયની મા મરી ગઈ. હાય! બિચારાને હવે કોઈ રહ્યું નહિ.'

કહી તેણે ઊંડો નિસાસો નાખ્યો.

'ઓ મા! કેવા સત્યાનાશના સમાચાર!'

કરી ઉમાતારા, ત્યાં જ બેસી પડી.

આખા ઘરનાં સૌ સ્તબ્ધ થઈ ગયાં.

મલ્લિકા ધીરે ધીરે મોંમાં લૂગડાનો ડૂચો મારી ઓરડામાંથી બહાર નીકળી ગઈ.

વિધુ બોલી: 'શું થયું હતું એમને?'

લલિત બોલ્યો: 'છાતીની પીડાથી ઓચિંતા — આટલું લખ્યું છે એણે.'

કહી આંખો મીંચી તે ત્યાં જ ખુરશીમાં સૂતા પડ્યા.

શરૂઆતનો વિસ્મય દૂર થઈ જતાં જ ઉમાતારાની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. અશ્રુગદ્ગદ્ કંઠે તે બોલી: 'હાય! દિયરજીનું હવે કોઈ ન રહ્યું, શું થશે?'

રાધારાણી પણ ધીરે ધીરે ત્યાંથી ખસી ગઈ.

લલિત બોલ્યો: 'જોગીન, તમે હમણાં જાઓ, કાલે સવારે આવજો, બહાર મોટા બાબુને આ બધું આપતા જજો.'

મલ્લિકા ઉમાતારાના ઓરડામાંથી ખસી જઈ સીધી પોતાના ઓરડામાં જઈ પથારી ઉપર પછડાઈ પડી. એના મનમાં જે વાદળાં ચોતરફથી આજ લગી ઘેરાતાં જતાં હતાં, તે આજે કોઈ રીતે અંકુશમાં રહ્યાં નહિ, બેય આંખોના અવકાશમાર્ગમાં થઈ એકદમ ઝરઝર કરતાં વરસવા લાગ્યાં.

ઘણા દિવસથી રજ રજ કરીને ભેગી થયેલી ગુપ્ત વેદના, રૂદ્ધ અશ્રુ, છૂપી રીસ — જે બધું નીરવતાના પહાડમાં દબાયેલું ચંપાયેલું પડયું હતું, તે આજે એકદમ ઉભરાઈ આવ્યું.

મલ્લિકા રડતાં રડતાં વિચાર કરવા લાગી: 'મારું જ દુઃખ હું આજ સુધી અસહ્ય અસહ્ય કરી વિચારતી આવી છું. અભયે કાગળનો જવાબ ન દીધો, એની રીસ મારા આખા હૃદયમાં વ્યાપી ગઈ હતી, પરંતુ કદી મને ખ્યાલે આવ્યો નહોતો કે કયા દુઃખ અને કષ્ટની સામે એને ત્યાં એકલા યુદ્ધ કરવું પડતું હશે! એ મહાન હૃદયનાં આશા, આકાંક્ષા, અને ધ્યેયની સાથે મારા આ સ્વાર્થપરાયણ હૃદયનો મેળ કયાં? આટલા દુઃખમાં પણ જેની સ્મૃતિ માત્ર મને હજીએ અનિર્વચનીય આનંદનો અનુભવ કરાવે છે — એની ખાતર મેં શું કર્યું છે?

અભય તદ્દન એકાકી છે; જે અભયે, કદી પણ પોતાનો વિચાર સુદ્ધાં કર્યો નથી, પોતાના સ્વાર્થનો વિચાર કરવાનું જે કદી શીખ્યો જ

નથી, પારકાનાં આંસુ લૂછવામાં જેણે પોતાનું જીવન સમર્પણ કરી દીધું છે, એ આજે માતૃહીન છે! માની ખોટ એટલે શું, એની મને ય બરાબર ખબર છે. ત્રણે દુનિયામાં હવે એનું કોઈ રહ્યું નહિ, હવે એની સંભાળ કોણ લેશે? આવા આત્મભૂલ્યા ઉદાસીન માણસની જો કોઈ ખબર રાખનારું નહિ હોય તો, એ શરીર કેટલા દિવસ ટકશે, એ શક્તિ કેટલા દિવસ ચાલશે?

આ પછી, પદ્મા નદી પરની પેલી સ્ટીમરની વાતથી માંડી આજના પ્રસંગ સુધીની અભયની નિ:સ્વાર્થતાની એકેએક વાત એને યાદ આવવા લાગી અને એ બાળકના જેવા સરળ, આત્મજ્ઞાન વિનાના, પારકાના દુ:ખે દુ:ખી થનારા અભયને માટે મમતાથી તેનું હૃદય તરફડાટ કરવા લાગ્યું.

અને, હું પોતે આજે શું કરવા બેઠી છું! દિલની વાત ગમે તે હોય, બહારના જગતની અશાંતિ, અગવડ, અને સગાં વહાલાંની સાથેના વિખવાદથી બચીને ચાલવાની આશાએ હું કોની સાથે મારું જીવનસૂત્ર બાંધવા ચાલી છે? અને અભય રહ્યો પડ્યો — પોતાનાં દુ:ખસંકટની સામે એકલો છો ઝઝૂમતો!

આજની રાત પૂરી થતાં દિલ પર પીઠી ચડવાની છે, પછી બધું ખલાસ!

કદી પણ નહિ!

મલ્લિકા ઊઠીને બેઠી થઈ. તેને થયું: 'હજીયે હું સ્વાધીન છું, ધારું તો આ સર્વનાશના મુખમાંથી હજીયે હું પાછી ફરી શકું છું; પાછું ફરવું જ જોઈશે. ગમે તેમ કરીને, ગમે તે વેઠીને, ગમે તે પ્રયત્ને પણ હું પાછી ફરવાની જ. આખા ઘરનાં માણસોનો તિરસ્કાર અને ધિક્કાર મારે સહેવો પડશે — તે ભલે, પણ હું પાછી ફરવાની જ, બીજો કોઈજ રસ્તો નથી.

મલ્લિકાએ ઊઠી બેઠી થઈ આંખનાં આંસુ લૂછી નાખ્યાં. તેણે વિચાર કર્યો : જાઉં, હમણાં જ સૌના સાંભળતાં આ વાત નાની માને કહી આવું. પરંતુ અભયબાબુ હવે જો કલકત્તા નહિ આવે તો ? — તો પણ કંઈ ખોટું નથી, — તો પણ હું એની વાટ જોતી બેસી રહીશ, જીવનભર એની જ રાહ જોતી રહીશ, પણ જગદીશને તો હું કદાપિ પરણવાની નથી.

આમ વિચાર કરી એક ડગલું, બે ડગલાં કરી તે ઉમાતારાના ઓરડા તરફ જવા તે જ વખતે નીકળી.

બારણા આગળ આવતાં જ ઉમાતારાએ પૂછ્યું : 'કોણ એ !'

મલ્લિકા પ્રથમ પ્રયત્ને જવાબ દઈ શકી નહિ, બીજી વાર ભાંગેલા અવાજે તે બોલી : 'હું છું; નાની મા.'

ઉમાતારા બોલી : 'કોણ — મલિ ?'

મલ્લિકા બોલી : 'હા.''

ઉમાતારા બોલી : 'કેમ ? કંઈ જોઈએ છે ?'

'ના.'

કહી મલ્લિકા પાછી આવી.

વાત કહેવાનું તો દૂર રહ્યું, પણ તે ઓરડામાં પ્રવેશ પણ કરી શકી નહિ. તાર ચડાવ્યેથી કંઈ પતતું નથી, વગાડવા જતાં જ તે અતિ ઉત્સાહને લીધે તૂટી જાય છે ! મલ્લિકાનું પણ એવું જ થયું. તેણે બહુ હિંમત કરી દૃઢ સંકલ્પ કરી હૃદયવીણાનો તાર ખૂબ ચડાવ્યો, પરંતુ અવાજ કાઢવા જતાં જ જોયું તો તાર તૂટી જવાથી કેવળ માત્ર એક હાહાકાર જ બહાર નીકળ્યો.

તેણે ધાર્યું, હજી જરા રાત થવા દે, નાની મા એકલી હશે તે વખતે જઈને એને આ કહી દઈશ.

મોડી રાતે તેણે ફરીથી ધીરે ધીરે ઉમાતારાની ઓરડી આગળ જઈને બૂમ મારી : 'નાની મા !'

પરિચિત ગળાનો અવાજ સાંભળી ઉમાતારાએ પૂછ્યું : 'કેમ, બીક લાગે છે શું ? કેમ, ખેમા તારી ઓરડીમાં નથી સૂતી ?'

મલ્લિકા ચોરની પેઠે જૂઠું બોલી : 'ના, બીક નથી લાગી, અમથી આવી છું !'

આમ કહી મહાપ્રયત્ને ફરી પાછી પોતાની ઓરડીમાં આવી ભરાઈ ગઈ ! ક્યાં ગયો સંકલ્પ, અને ક્યાં ગઈ તેની પ્રતિજ્ઞા ! કંઈ જ બોલાયું નહિ — હૃદયની વાત હૃદયમાં જ રહી ગઈ.

: ૨૫ :

આજે પીઠી ચડવાની છે. બહાર રસૂન ચૌકીની ટૂકડી શરણાઈમાં આશાવરી વગાડી રહી છે. એની કરૂણ મૂર્છના રહી રહીને આખા ઘરના વિવિધ બેસૂર અવાજને ભેદીને એકદમ સીધી હૃદયમાં પ્રવેશ કરે છે.

વિપિનચંદ્ર ઘર શણગારનારા માણસોની સાથે બોલાચાલી કરી રહ્યા છે. લલિત બઉબજારમાં દહીં અને સંદેશની ગોઠવણ કરવા ગયો છે. ઉમાતારા જાનૈયાઓને માટે ઉમરામાં બેસીને સીધું કઢાવે છે.

એવામાં મલ્લિકા ઓચિંતી આવી ઉચ્છ્વસિત કંઠે બોલી ઊઠી : ‘ તમે મારાં — ’

આટલું બોલી તે હાંફતી હાંફતી રડવા લાગી.

ઉમાતારા ગભરાઈને બોલી : ‘કેમ રે ? રડે છે કેમ ? શું થયું છે ?’

મલ્લિકાની આંખમાંથી આંસુ વહેતાં હતાં તોયે જેમ તેમ કરી બોલી : ‘ તમને પગે પડું, નાની મા, મને ન પરણાવશો. ’

આમ બોલી તેણે ઝડપથી પોતાની ઓરડીમાં ભરાઈ જઈ બારણાં બંધ કરી દીધાં.

ઉમાતારા વિસ્મય અને આશંકાથી હતબુદ્ધિ બનીને ત્યાં જ બેસી રહી. તેને મનમાં મનમાં થયું : ઓહ — આમ વાત છે, એટલે કાલે રાતે બાવરી બાવરી ફરતી હતી !

જેણે આ સાંભળ્યું તે બધાં આભાં બની ગયાં.

વિદ્દુ બોલી : 'એ અભયને ચાહે છે, એ વાત તો મેં ક્યારનીયે કહી છે. હવે, રસ્તો ?'

ઉમાતારા બોલી: 'મારું કપાળ, ના, મારાથી તો આ નથી સહન થતું બાપુ!'

રાધારાણી કંઈજ બોલી નહિ, મલ્લિકાની ઓરડી પર જઈ એણે ધીરે ધીરે બારણાં પર ટકોરા દેવા માંડ્યા.

મલ્લિકા ઊઠી જ નહિ.

આખા ઘરમાં કોઈ અશાંતિ, કોઈ મહા અમંગલની છાયા પડી ગઈ, કામકાજ બધું અસ્તવ્યસ્ત થઈ ગયું. માત્ર બહારથી શરણાઈઓના કંઠમાંથી અવાજ આવતો રહ્યો.

બપોર વેળા વરના મુકામેથી હળદર આવી પહોંચી. મલ્લિકાનાં બારણાં પર ઉપર ઉપરી ધક્કા પર ધક્કા પડવા લાગ્યા, પરંતુ મલ્લિકાએ કોઈ રીતે બારણાં ઉઘાડ્યાં નહિ, તે નિશ્ચેષ્ટ થઈ પડી રહી. વિપિન સુદ્ધાં બૂમાબૂમ કરીને કંઈ કરી શક્યા નહિ, ગુસ્સે થઈને બહાર જતા રહ્યા.

લલિત આવતાં જ ઉમાતારા બોલી: 'આ સાંભળ્યું, ! છોકરી અભયને ચાહે છે! એ પરણવાની ના કહે છે! મને યે એવું લાગતું હતું, — પણ કહી શકી નહોતી!'

લલિત આ સાંભળી માથે હાથ દઈ બેઠો: 'એમ? તો હવે શું થાય?'

ઉમાતારા રડવાનો અવાજ ખેંચી ખેંચીને બોલી: 'રાખ ને પથરા! ના, મારાથી તો આ નથી સહન થતું. બાપુ! મારી તો છાતી ફાટી જાય છે!'

લલિલ માથું હલાવતો હલાવતો બોલ્યો: 'ખરું! તો હવે શું થઈ શકે! આ તો ભારે પાયમાલીની ઘટના જણાય છે! હવે તો રસ્તો યે કંઈ દેખાતો નથી.'

ઉમાતારા હવે અધીર કંઠે બોલી: 'તો છોકરી મરી જાય! ગમે તે કંઈ કરો તમે.'

લલિત, એવા જ ગંભીર ભાવે, 'જોઉં' કહી ઊઠી ઊભો થયો અને મલ્લિકાનાં બારણાં આગળ જઈ એણે સ્નેહભર્યા કંઠે બૂમ મારી: 'મલિ, બારણાં ઉઘાડ, હું વચન આપું છું.'

મલ્લિકાએ ઊઠી આ વખતે બારણાં ઉઘાડી નાખ્યાં અને એકદમ લલિતના પગ આગળ પછાડ ખાઈ પડીને બોલી: 'તમને પગે પડું, મામા, મને પરણાવશો નહિ, નહિ તો હું જીવવાની નથી.'

લલિત એનું છાતીફાટ રૂદન જોઈ રહી શક્યો નહિ. આંખો લૂછાવી, તેનો હાથ પકડી તેણે ઊંચો કર્યો ને બોલ્યો: 'ભલે મા, તું રડીશ નહિ, હું જોઉં છું. જરાક વહેલું કહ્યું હોત ને!'

વિપિનચંદ્ર ક્યારના પાછળ આવીને ઊભા હતા, તે ગર્જના કરી બોલી ઊઠ્યા: 'હવે શું જોવાનો છે — મારું માથું! આખા દેશના લોકો આગળ મારું અપમાન! હું કશું સાંભળવા માગતો નથી!'

લલિત અપરાધીની પેઠે બોલ્યો: 'આમાં શું જોર ચાલે છે, મોટાભાઈ! વખતે કંઈ થાય તો!'

વિપિન રડતો રડતો બોલ્યો: 'થાય તો છો થતું, પણ એટલે શું આ ચપટી ઊડતી ધૂળ વાસ્તે હું ઊભો ઊભો મારું અપમાન થવા દઈશ? કદાપિ નહિ, હું એને પરણાવવાનો જ છું. હું પહેલાંથી જ જાણતો હતો, કે આ બધી બદનામી થયા વગર નથી રહેવાની એટલે જ તો તને સાવધાન કરી દીધો હતો. કોણ જાણે ક્યાંથી કોઈ, નહિ કુળ, નહિ આચાર એવા અજાણ્યાને લાવીને ઘરમાં ઘાલ્યો — મારું તો માથું ઊંચું કરવા જેવું રાખ્યું નથી.'

જો કે છાપાંમાં દુકાળના ફંડનો વિગતવાર હિસાબ અને લલિતે આપેલી મદદના રૂપિયાનું જમા ખરચ તેમણે સગી આંખે વાંચેલું જ હતું, તો પણ અભયને વિષે આવું બોલતાં આજે પણ તેમને સંકોચ થયો નહિ.

આ પછી મલ્લિકા ત્યાં ઊભી રહી શકી નહિ. જેમ તેમ લથડતી લથડતી ઓરડીમાં ભરાઈ જઈ એણે બારણાં બંધ કરી દીધાં.

વિપિન ઘાંટો પાડી બોલ્યો; 'જોયો મિજાજ! તેં જ આ બધું કર્યું છે! હવે તને ફાવે તે કર, હું હવે કશામાં ઊભો રહેવાનો નથી. હું એ લોકોને કંઈજ કહી શકવાનો નથી.'

લલિત હૃદયમાં ઘવાયો હોય તેમ બોલ્યો: 'તમે ન કહી શકો, તો હું જ જાઉં છું.'

વિપિન એના જવાબમાં તીવ્ર સ્વરે બોલ્યો: 'તને ફાવે તેમ કર, તારી સાથે મારે કશો સંબંધ નથી.'

લલિતે આ શબ્દો સાંભળી, ફિક્કા મોંએ માત્ર એક વખત તેમના મોં સામે જોયું, તે આગળ કંઈજ બોલી શક્યો નહિ.

: ૨૬ :

અભયે પોતાની માતાના મરણની વાત અતુલને પણ લખી હતી. કાગળ વાંચી અતુલ રડી પડ્યો. એ આંસુમાં અભય પ્રત્યેની એની રીસ તણાઈ ગઈ.

તે વિચારવા લાગ્યો: 'હાય! અભયદાનું હવે કોઈ રહ્યું નહિ! એ મારા જ જેવો થઈ ગયો.'

વિચારતાં વિચારતાં અભયનો એ માતૃહીન ચહેરો પણ જાણે તેનાં માનસચક્ષુ આગળ દેખાવા લાગ્યો. એણે દેખાઈને એને વધારે અસ્થિર બનાવી દીધો. એક શબ્દથી જ એ જેમ અભયની સામે મોં ફેરવી બેઠો હતો, તેમ પાછો આ એક જ ખબર આવતાં પાછો હતો તેમ મોં કરી ઊભો. તેને થયું, મારા જીવનભરના દેવતા મને જરૂર માફ કરશે. તેના પેલા નિમંત્રણનો ઇનકાર કરી, વધારામાં કાગળમાં ઉદ્ધત રીતે જવાબ લખી મેં એને કેવું દુઃખ દીધું છે!

વિચારમાં ને વિચારમાં તે ઊઠી ઊભો થયો, ને ચાંપાતલાવાળા ઘેર જઈ ખબર લઈ આવવા નીકળ્યો.

લલિત ઘેર નહોતો, જાનૈયા ઘરમાં હતા.

અતુલે ધીરેથી રાધારાણીને મળી લઈ પૂછ્યું: 'અભરદાનો બીજો કંઈ કાગળ આવ્યો છે?'

રાધારાણી લલિતના છોકરાને લઈ રમાડતી હતી, તે નવાઈ પામી મોં ઊંચું કરી બોલી: 'વળી શાનો કાગળ?'

તે મનમાં મનમાં ભય પામી ગઈ હતી.

અતુલ બોલ્યો: 'ના, એ સમાચાર પછી બીજો કંઈ કાગળ આવ્યો છે કે નહિ, એ પૂછું છું.'

રાધારાણી આશ્વાસન પામી બોલી: 'ઓહ! ખબર નથી! તમે એમની પાસે નહિ જાઓ — આવા શોકના વખતે?'

અતુલ બોલ્યો: 'એનો જ વિચાર કરું છું.'

રાધારાણી બોલી: 'તો સારું!'

આ શબ્દોએ જાણે અતુલના ગાલ પર તમાચો ચોડી દીધો. તે દિવસે તેણે એવો તે શો દ્રોહ બતાવ્યો હતો કે એના આદર્શ દેવતા સંબંધમાં, રાધારાણીએ પણ આવો ભારે આઘાત કરી લીધો!

અતુલ જરા રહીને બોલ્યો: 'આજે આઠમ — મલિનાં લગન છે, નહિ?

રાધારાણી બોલી: 'કોણે કહ્યું?'

અતુલ બોલ્યો: 'લલિતદાએ કહ્યું હતું, પણ પછી તો એના કંઈજ ખબર મળ્યા નથી.'

રાધારાણી બોલી: 'ના, એ માંદી છે. હમણાં લગન નથી થવાનાં.

આથી વધારે રાધારાણી કંઈજ બોલી નહિ, અથવા બોલી શકી નહિ.

આ પછી અતુલે, શી ખબર શું વિચાર કરીને બૂમ મારી: ‘રાણી!’

રાધારાણી એ સંબોધનથી ચમકી પડી, અને એકદમ બાબાને ખોળામાં ખેંચી લઈ બોલી: ‘બોલો.’

એક નિઃશ્વાસ દબાવી દઈ અતુલ બોલ્યો: ‘માણસ ધારે છે એમાંનું કંઈજ થતું નથી.’

કહી ખૂબ વ્યગ્રતાપૂર્વક તે રાધારાણીની સામે જોઈ રહ્યો.

રાધારાણી એના મોં પરથી દૃષ્ટિ ફેરવી લઈ ધીરે ધીરે બોલી: ‘જાઉં, બાબાને દૂધ પીવડાવવાનો વખત થઈ ગયો છે. હમણાં નાનીમા રાડ પાડશે. પાછાં!

અતુલ બોલ્યો: ‘જરા બેસો, હું જ જાઉં છું. વારૂ, મલિને શી માંદગી છે, ખબર છે?’

રાધારાણી બોલી: ‘એ ખબર નથી, પણ જરા વધારે લાગે છે. બીજાઓને એ ઓરડામાં જવા આવવાની દાક્તરે મના કરી દીધી છે.’

અતુલ બોલ્યો: ‘એમ? ઓહ!’

કહી અતુલ સ્વાભાવિક સહૃદયતાથી ચિંતાતુર બની ગયો.

રાધારાણીએ થોડી વાર ચૂપ રહી પૂછ્યું: ‘તમે ક્યારે જવાના છો?’

અતુલને આ પ્રશ્નમાં રહેલી તાકીદ ગમી નહિ. તે મોં ગંભીર કરી બોલ્યો: ‘જોઉં, આ તરફનું કામકાજ બધું પતાવી શકાય તો.’

કહી તેણે ઊઠવાની તૈયારી કરી.

રાધારાણી બોલી : 'જો જાઓ, તો કહેજો કે મલિ બહુ માંદી છે.'

અતુલ ઊઠી ઊભો થઈ દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો : 'ઠીક.'

રાધારાણી આગ્રહ પૂર્વક બોલી : 'તમારા જેવા મિત્રને જોઈ આ શોકના સમયમાં તેમને વખતે કંઈક શાંતિ મળશે.'

અતુલ બોલ્યો : 'રાણી, શોક ને દુઃખ સંસારમાં માત્ર એને એકલાને જ નથી, બીજા પણ ઘણાઓને છે, આનો દશમો ભાગ પણ જો તેં એમની તરફ દેખાડચો હોત!'

આ શબ્દો સાંભળી, ખાસ કરીને તો એની અંદર રહેલા ધ્વનિથી રાધારાણી દુઃખી થઈ.

તે બોલી: 'તમે શા સારૂ મને દુઃખ દો છો! જાણો તો છો.'

કહી બાબાને ખોળામાં લઈ તે પણ ઊઠીને ઊભી થઈ.

'વારૂ!'

કહી અતુલ ધીરે ધીરે બહાર નીકળી ગયો.

## : ૨૭ :

મલ્લિકા બહુ માંદી છે. પીઠી લગાડવાના દિવસથી એ જે પથારીમાં પડી છે, તેને આજે સત્તર દિવસ થયા, હજી ઊઠી નથી. વૈદ અને દાકતર — કોઈએ કહ્યું ક્ષય છે, કોઈએ કહ્યું, સ્નાયુઓનું દર્દ છે, અને કોઈએ વળી કંઈક ત્રીજું જ કહ્યું.

તાવ એટલો વધારે નથી, — સામાન્ય છે, પણ ચોવીસે કલાક રહે છે, ઊતરતો જ નથી, સાથે થોડીક ખાંસી છે. શરીર ખૂબ દુર્બળ થઈ ગયું છે. ઊઠવું બેસવું મુશ્કલ છે, દાક્તરે પણ મના કરી છે.

ઉમાતારા ઓશિકા આગળ બેઠી હતી. મલ્લિકાના કાનમાં મોં નાખી એ બોલી : ' કંઈ સમજાતું નથી મા; સાજી થઈ જા — તું કહીશ તેમ કરીશું, ચિંતા શું કરવા કરે છે ? '

મલ્લિકા જરા હસી. એ હાસ્યથી હોઠના ખૂણા જરા સંકુચિત થયા, ગાલ ફિક્કા હતા તે જરા લાલ થયા એટલું જ.

પછી એણે આંખો મીંચી દીધી.

લલિત પાસે જ ઊભો હતો, તેણે પૂછ્યું: 'કંઈ ખાવાનું મન છે, — મલિ?'

મલ્લિકાએ એ અવાજ સાંભળી આંખો ઉઘાડી, પણ કંઈ જવાબ દીધો નહિ. માત્ર એની આંખના ખૂણામાંથી ઝાકળના જેવાં બે અશ્રુનાં ટીપાં દડી પડયાં.

આ પછી બીજા પણ બે ત્રણ દિવસ વીતી ગયા; પણ શરીર સુધારા પર નહિ, ઊલટું વધારે બગાડા તરફ જ આગળ વધતું હતું. ખોરાક તરફ બિલકુલ રૂચિ નથી, કશું ખાવાનું એને મન થતું નથી. કોઈપણ દવાથી યે હવે કશો ફાયદો થતો નથી.

એકવીસ દિવસ પછી તાવે વધારે ખરાબ રૂપ લીધું. ઊંઘ પણ નહિ, ને જાગરણ પણ નહિ — બંનેથી પર એવી અવસ્થા. રોગી કોઈવાર રડવા માંડે છે, તો કોઈવાર ગૂપચૂપ પડી રહે છે, વચમાં વચમાં માત્ર આટલું બોલે છે: મને પરણાવશો નહિ, નાની મા.

ઉમાતારા આંખમાં આંસુ ભરી ઓરડામાંથી જતી રહે છે, લલિત આંખો લૂછતો બેસી રહે છે. આ ભાવ પણ પાછો વીતી ગયો, પરંતુ બીજું કોઈ સારું લક્ષણ દેખાયું નહિ. રોગિણી ધીમે ધીમે પથારીની સાથે એકાકાર થતી જતી હતી.

લલિતે પૂછ્યું: 'દાક્તર, આ ફેરફાર તો હવે સુધારાની નિશાની છે ને!'

દાક્તર જરાવાર ચૂપ રહી બોલ્યો: હજી બે દિવસ જુઓ!' કહી નવા પથ્ય વિષે સલાહ સૂચના આપી તેઓ ઊઠી ગયા.

ઉમાતારાએ લલિતને બાજુના ઓરડામાં બોલાવી પૂછ્યું: 'શું કહ્યું એણે, ખરાબ કહ્યું ને? મારાથી તો આ નથી સહન થતું, બાપુ!'

લલિત બોલ્યો: 'ખરાબ નથી, છે તો સુધારા પર.' પરંતુ એના ચહેરા પર જરા સરખો યે ઉત્સાહ દેખાયો નહિ.

પચીસ દિવસ પછી, ખાંસીની સાથે જરા લોહી પડતું દેખાયું.

ઉમાતારા પોતાના ઓરડામાં આવી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. લલિત તેને શાંત કરવાનો પ્રયત્ન કરતો હતો, એવામાં ટૂંકી પોતળી અને રૂક્ષ કેશ, સુકાયેલું શરીર અને અતિ ચમકદાર આંખો — એવા રૂપમાં અભયે ઓચિંતો ઓરડામાં પ્રવેશ કર્યો.

ઉમાતારા અને લલિત બંને ય જણ એકદમ ચમકી ગયાં.

ઉમાતારા રડી પડી: 'દિયરજી, આવ્યા? મલિ તો જાય છે!'

લલિત આંસુ લૂછી નાંખી બોલ્યો: 'હમણાં જ આવ્યો? બેસ.'

કહી કબાટ પરથી આસન ઉતારી ભોંય પર પાથરી આપ્યું.

અભય એ તરફ બિલકુલે નજર સરખી કર્યા વગર તેમનો તેમ ઊભો જ રહ્યો, પછી બોલ્યો: 'મલ્લિકાને શું થયું છે?'

ઉમાતારા ઉચ્છ્વસિત કંઠે બોલી: 'બીજું શું થાય? અમને પહેલાં કંઈ ખબર હતી? લગન લેવાનું હતું, ના, લગન થવાનું હતું.

એવામાં તારી માના મરણના સમાચાર આવ્યા, ને એકદમ છોકરી ના ના કરતી બેઠી. લગન તો ન થયું, પણ એ દિવસથી આ પથારીમાં પડી છે! આજે પચીસ દિવસ થયા. બચવાની લાગતી નથી, આજે પાછું લોહી પડયું છે! દિયરજી! તમે વહેલા આવ્યા હોત તો વખતે બચી જાત!'

અભય આ સાંભળતાં જ ધીરેધીરે ત્યાં બેસી પડયો. ટપટપ કરતાં તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

લલિત પોતાની આંખો લૂછતો લૂછતો, તેના માથે હાથ ફેરવતો બોલ્યો: 'હવે આમ કરવાથી શું વળવાનું છે, ભાઈ? હજી જો, છોકરીને કદાચ તું બચાવી શકે તો!'

અભય તરત જ પોતાને સ્વસ્થ કરી લઈ ઊઠી ઊભો થયો: બોલ્યો: 'મલ્લિકા કયાં છે?'

'પેલા ઓરડામાં.'

કહી લલિત તેને લઈ ગયો.

વિધુ અને રાધારાણી તે વખતે મલ્લિકાને પથ્થ ખવડાવતાં હતાં. પણ તે કેમે ખાતી નહોતી.

વિધુ તેને નાનીબેનની પેઠે લાડ કરી કહેતી હતી: 'ખા ભાઈ, મારી બેન તો —'

કહી તેના કાનનાં મૂળ પાસે મોં લઈ જઈ તે ધીરેથી બોલી: 'તારે સાજી થયા વગર ચાલવાનું નથી, નહિ તો અભયબાબુને કેવી રીતે મેળવવાની છે?'

મલ્લિકા અભયનું નામ સાંભળતાં જ કેવી યે જાણે આતુર બની ગઈ.

બરાબર એ જ સમયે અભયે ઓરડામાં પ્રવેશ કરી એને બોલાવી: 'મલ્લિકા!

મલ્લિકા તનતોડ આતુરતાપૂર્વક એના મોં સામે જોતી રડી પડી.

અભય પથારી પર જઈને બેઠો કે લલિતના ઇશારાથી બધાં ત્યાંથી બહાર જતાં રહ્યાં.

તે પછી અભય, ધીરેધીરે તેના માથા પર હાથ ફેરવતો ફેરવતો બોલ્યો : 'કેવી મૂર્ખાઈ કરી માંદી પડી છો ?'

મલ્લિકા આંસુ વહેતાં છતાં જરા હસી. એ હાસ્ય તે હાસ્ય હતું કે રૂદન હતું એ કહેવું મુશ્કેલ છે. સાથે સાથે એની આંખોમાંથી દડદડ પાણી પડવા માંડયું. ઝરતા પહેલાં જાણે મલ્લિકા ફૂલ પર તડકો અને વર્ષાની છેલ્લી રમત રમાઈ ગઈ.

આ વખતે તેના મોં પર બરાબર નજર કરતાં જ અભય રડી પડયો. તે એકદમ તેને પથારીમાં સુવડાવી દઈ પવન નાખવા લાગ્યો.

થોડી ક્ષણ પછી આ મોહનો ભાવ કપાઈ ગયો. ત્યારે અભયે સ્નેહભર્યા કંઠે ધીરે ધીરે તેને પૂછયું : 'ખાઈશ કંઈક જરા ?

મલ્લિકાએ બાળકની પેઠે માથું હલાવી હા કહી.

વિધુએ જે માટે અનેક વાર આગ્રહ કરવા છતાં છેવટે હાર સ્વીકારી હતી, તે જ કાર્ય માટે અભયને એક વાકય પર બીજું બોલવું પડયું નહિ.

પાસે જ દૂધનો પ્યાલો હતો, અભયે ખૂબ સંભાળ પૂર્વક થોડું થોડું કરી તેને દૂધ પીવડાવવા માંડયું. મલ્લિકા પણ પરમ સંતોષથી જાણે તે પીવા લાગી.

આ પછી અભય તેના કેશમાં ધીરે ધીરે હાથ ફેરવવા લાગ્યો, મલ્લિકા પણ આરામ પામી આંખો મીંચી પડી રહી. આંખો મીંચેલી

હતી, છતાં જરા ધ્યાનથી જુએ તો કોઈને યે દેખાઈ આવે કે એમાં નિદ્રાનું બિલકુલ ચિહ્ન નથી, માત્ર એક પરમ સંતોષ અને શાન્તિ સમગ્ર મુખમંડળ પર છવાઈ રહી છે.

અભય એ ભાવ જોઈ બોલ્યો: ' કંઈ આરામ લાગે છે?'

' મલ્લિકા કંઈ જ બોલી નહિ. તેના ફિક્કા ગાલ પર લોહીની જરાક અમથી લાલાશ, છાયાની પેઠે પળભર ફૂટી આવીને ફરી અદૃશ્ય થઈ ગઈ.

અભય એની સામે થોડી વાર જોઈ રહી એક ખૂબ ઊંડો દીર્ઘ નિઃશ્વાસ નાખી ધીરે ધીરે બોલ્યો: ' મારા અપરાધનો કંઈ પાર નથી, મલ્લિકા!'

મલ્લિકાએ આ વખતે આંખો ઉઘાડી તેની સામે જોયું, અને એ અતિ અનુતાપ અને વ્યથા ભર્યા મોં સામે જોતાં તે અભયની શુષ્ક આંખોના ખૂણાથી બે અશ્રુબિંદુ નીચે ઢળી પડ્યાં.

અભય ખૂબ લાડથી તે લૂછી નાખી કાંપતા સ્વરે બોલ્યો: ' પણ તું શું મને માફ નહિ કરી શકે?'

મલ્લિકાએ બાળકની પેઠે માત્ર જરા માથું ધુણાવી જણાવ્યું: ' મેં માફી આપેલી જ છે.'

આ પછી એ ખૂબ ધીરે ધીરે પડખું ફરી સૂઈ ગઈ. એક ખૂબ ભારે નિઃશ્વાસ દબાવી દીધાનો અડધો અસ્ફૂટ અવાજ અભયથી છૂપો રહ્યો નહિ.

આ પછી એ પથારીની સાથે એકાકાર થઈ જતું, રોગશીર્ણ કૃશ શરીર કોઈ ગાઢ મૂંગી વેદનાથી ફૂલી આવવા લાગ્યું. મોંમાંથી

અવાજ સરખો નીકળતો નહોતો, તેમ છતાં કેવા મર્માન્તિક રૂદનથી તેના હૃદયની વીણા રણઝણી રહી હતી એ અભય બરાબર સમજી શક્યો! કેવો ભગીરથ પ્રયત્ન કરી એ વેદનાને તે છૂપાવી રહી હતી, એ પણ તેને સમજવાનું બાકી રહ્યું નહિ.

હવે અભય ત્યાં ઊભો રહી શક્યો નહિ.

તેણે બહાર આવી ઉમાતારાને કહ્યું: 'ભાભી, તમે સૌ જરા અંદર જઈને બેસો, હું આવું છું.'

કહી તે બહાર જતો રહ્યો.

જયારે તે અતુલને ઘેરથી મોડી રાતે પાછો આવ્યો ત્યારે તો મલ્લિકામાં હુંકારો ભણવાની યે તાકાત નહોતી. રાત જેમ તેમ કાઢી, સવાર થતાં ન થતાં મલ્લિકા ફૂલ ખરી પડયું.

જેઓ ત્યાં બેઠાં હતાં તેમણે જોયું તો મલ્લિકાના મુખ પર ફૂલની પેઠે હાસ્ય ફૂટેલું હતું! ઘણા વખતથી એના મુખ પર આ હાસ્ય કોઈએ દેખ્યું નહોતું. પ્રાતઃકાળના પવનમાં કોઈ ફૂલ ઊઘડે છે, કોઈ ખરે છે,–મલ્લિકા ફૂલ ખરી પડ્યું.'

: ૨૮ :

બીજે દિવસે ઉમાતારાના મુખમાં જ્યારે વાચા ઊઘડી ત્યારે તે બોલી : ' અભયને મળવા માટે જ જાણે એનો જીવ ટકી રહ્યો હતો ! હાય ! '

બોલતાં ફરી તેનો કંઠ રૂંધાઈ ગયો.

સૌ સમજ્યાં કે વાત બિલકુલે જૂઠી નહોતી !

હજી સાંજ પડી નહોતી છતાં આખા ઘરમાં કોઈ ગાઢ શાંતિ અંધકારની પેઠે ચારે ખૂણે જામી ગઈ હતી.

અતિ કઠોર અને ભીષણ મોં અને વાવંટોળના જેવી આંખો વાળા અભયે વંટોળિયાની પેઠે ઘરમાંથી બહાર નીકળી સીધા અતુલની પાસે જઈ બૂમ મારી.

' અતુલ ! '

અતુલ એકદમ નીચે ઊતરી આવ્યો, કે અભય બોલ્યો : ' સાત

દિવસ પછી માનું શ્રાદ્ધ છે, હું પરમ દિવસે ઘેર જાઉં છું.'

આમ કહી એ કઠોર ભાવે એના મોં સામે જોઈ રહ્યો.

અતુલ વાત બરાબર પકડી ન શકવાથી બોલ્યો : 'મારે શું કરવાનું છે, કહો.'

અભય સ્પષ્ટ કરી બોલ્યો : 'એક કામ — રાણીને તારે સ્વીકારવી પડશે. સહેલું લાગે, અઘરું લાગે — આ મારો તને છેલ્લો હુકમ છે.'

અતુલ ગળગળો થઈ જઈ બોલ્યો : 'અભયદા ! મેં તમને કેવો અન્યાય કર્યો છે. ! એ માટે પહેલાં તમે મને માફ કરો. કહી તેણે અભયની ચરણરજ માથે ચડાવી.

અતુલ આંખનાં આંસુ ખાળી લઈ બોલ્યો : 'તમારો હુકમ હું માથે ચડાવું છું.'

અભયે ફરીથી ગંભીર કંઠે કહ્યું : 'આજે તો નહિ બને, પણ કાલે સવારે હું રાણીને અહીં જ લઈ આવીશ. બધું અહીં જ પતાવી નાખીશું — કેમ, કંઈ વાંધો તો નથી ને તને ?'

અતુલ યંત્રની પેઠે બોલ્યો : 'તમે કહો, તેમ.'

ઉપરાઉપરી વિસ્મયના આઘાતથી તેની વિચારશક્તિ બહાવરી બની ગઈ હતી. તે કંઈક બોલવા જતો હતો, પરંતુ મોંમાંથી શબ્દ પણ નીકળ્યો નહિ.

'મને સૂતક છે — કન્યાદાન કોણ કરશે —'

સ્વગત ઉક્તિની પેઠે આટલા શબ્દો બોલી અભય ત્યાંથી બહાર નીકળી ગયો. જતાં જતાં બડબડતો ગયો : 'હવે વિલંબ નહિ કરું, હવે ભૂલ નહિ કરું, હવે અપરાધ નહિ થવા દઉં.'

અતુલ વિસ્મય, આનંદ અને ભયથી એકદમ મૂઢ જેવો બની

ગયો. તે એની સાથે પણ જઈ શક્યો નહિ, ધીરે ધીરે ઘરમાં પાછો આવ્યો.

સવારે અભયે ઉમાતારાના ઓરડામાં જઈ જોયું તો ઉમાતારા પથારીમાં પડી હતી, અને લલિત એને કંઈક દવા પીવડાવતો હતો.

અભયે પ્રવેશ કરતાં જ લલિતે કહ્યું : ભાઈ, અમે તો કાલે રાંચી જઈએ છીએ. તારી ભાભીની હવે અહીં રહેવાની ઈચ્છા નથી—તેમાં વળી થોડા દિવસથી એનું પેલું દર્દ પાછું દેખાયું છે. જરા હવા ફેર કરવાથી ઠીક થશે. તું શું કહે છે ?'

અભય શુષ્ક મુખે માથું ધુણાવી બોલ્યો : 'ખરું છે.'

લલિત અને ઉમાતારા બેય જણે વિચાર કર્યો હતો કે એને હમણાં કંઈ કહેવું નહિ. ઉપરા ઉપરી શોકના પ્રસંગો આવ્યા છે, પરંતુ એ મુખ પર આંસુનું તો નામ નિશાને નથી એ જોઈ બંનેને કંઈક નવાઈ લાગી.

અભય પોતાની મેળે જ બોલ્યો : 'લલિતદા, કાલે હું ઘેર જાઉં છું—એટલે આજે રાણીને લઈ જાઉં છું, ગાડી લાવ્યો છું.'

ઉમાતારા અશ્રુભર્યા કંઠે બોલી: 'ક્યાં લઈ જાય છે?'

લલિતે પણ નવાઈ પામી સાથે સાથે પૂછ્યું :' ક્યાં લઈ જવી છે, દેશમાં ?'

અભય એક નિઃશ્વાસ નાખી ગળું સાફ કરી બોલ્યો : 'ના, દેશમાં નહિ, અતુલને ઘેર. અતુલની સાથે આજે જ તેને પરણાવી દઈ નિશ્ચિંત થઈ, હું કાલેજ ઘેર જતો રહીશ.'

લલિતે વળી આશ્ચર્ય પામી પૂછ્યું : 'એ વળી કેવું ?'

અભય બોલ્યો : 'નહિ તો, એનું પછી શું કરું ? જવાબદારી જ્યારે માથા પર લીધી છે, ત્યારે એનો કોઈ ઉપાય પણ મારે કરવો જ જોઈએ ને!'

ઉમાતારા ભયભીત સ્વરે બોલી : 'ઓ મા! આ શું બોલો છો, દિયરજી! અમે શું એને રવડાવી મારીએ છીએ! એની તમે જરાયે ચિંતા ન કરશો. કેવી સરસ છોકરી છે!'

આટલું બોલતાં એમને શી ખબર શું યાદ આવી ગયું કે તે રડી પડયાં.

અભય દઢ સ્વરે બોલ્યો : 'તમે એને ધકેલી મૂકશો, એવું મેં ક્યાં કહ્યું છે, ભાભી! પરંતુ એની કંઈ વ્યવસ્થા કર્યા વગર હું કેવી રીતે જઈ શકું? કાલે જ મારે જવાનું છે, એટલે એ પહેલાં એને પરણાવી દઈને જાઉં છું. ફરી કદાચ હું અહીં નહિ આવું. લલિતભાઈ, તમે એનું દાન કરી શકશો?'

લલિત પળવાર ચૂપ રહી ભગ્ન સ્વરે બોલ્યો : 'એ વાત નથી. કેમ નહિ કરી શકું? પરંતુ —'

અભય દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો: 'હવે પરંતુ બરંતુ કંઈ નહિ — આ સિવાય બીજું કંઈજ થઈ શકે તેમ નથી. હવે ભૂલ નથી કરવાનો.'

એનો સંકલ્પ એના શબ્દોમાં રણકી રહ્યો.

લલિતે પળવાર ઉમાતારાની સામે જોયું.

ઉમાતારા હતાશ ભાવે બોલી: 'જેમ ઠીક લાગે તેમ કરો તમે સૌ.'

લલિત બોલ્યો: 'જો નક્કી કરી નાખ્યું હોય, તો કંઈ કહેવાનું નથી. પરંતુ, આમાંથી કંઈ ધાંધલ તો નહિ થાય ને?'

અભય બોલ્યો: 'મને અશૌચ છે, નહિ તો હું જ દાન કરત. આજે જ લગન છે.'

લલિત ગાઢ સ્વરે બોલ્યો: 'ભલે એમ, ભલે એમ.'

અભયે ઊભો હતો ત્યાંથી જ મોટેથી બૂમ મારી: 'રાણી!'

એ અવાજ શાંત નગરને બારણે ફરીને તોફાનની ગર્જનાની પેઠે ગાજી ઊઠ્યો.

રાધારાણી આવી એટલે, અભય તેને બીજું કંઈ પણ કહ્યા વગર, એકદમ હુકમ કરતો હોય તેમ બોલ્યો : 'ગાડી લાવ્યો છું, ચાલ મારી સાથે. મેં રજા લીધી છે એમની.'

'કંઈ સમજાતું નથી, બાપુ!' કહી ઉમાતારા પડખું ફરી સૂઈ ગઈ.

રાધારાણીએ બિલકુલ પ્રશ્ન પૂછ્યો નહિ, માત્ર ઉમાતારા અને લલિતને એકવાર પ્રણામ કરી તે બારણા આગળ આવીને ઊભી રહી.

'તો જાઉં છું, ભાભી!'

કહી અભય આવ્યો હતો તેમ બહાર નીકળી ગયો.

જતાં જતાં તે બોલ્યો: 'લલિતદા, તો તમે તૈયાર રહેજો. તમારે જ કન્યાદાન કરવાનું છે.'

ઉમાતારા કે લલિત આગળ કંઈ જ બોલ્યાં નહિ. મૂંગાં મૂંગાં એકબીજાનાં મોં સામે જોયા કરવા લાગ્યાં.

અભયે અતુલની પાસે રાધારાણીને ઊભી કરી દઈ પૂછ્યું: 'રાણી, એક વાત તને યાદ છે?'

'કઈ વાત?'

કહી રાધારાણી અભયના મોં સામે ઉત્સુકતાપૂર્વક આંખો માંડી રહી.

અભય બોલ્યો: 'પેલે દિવસ — તું મારી પાસે આવી હતી, અને મેં તારી બધી વાત પૂછ્યા પછી છેવટે તને કહ્યું હતું: 'તારા સંબંધમાં અમે જે કંઈ નક્કી કરીએ તે પ્રમાણે કરવા તું કબૂલ છે કે નહિ!'

વાક્ય પૂરું થતાં ન થતાં જ રાધારાણી બોલી: 'બરાબર યાદ છે, મારે શું કરવાનું છે કહો તમે.'

અભયે ખૂબ તીક્ષ્ણ સ્વરે ગુરુની અદાથી આજ્ઞા કરી: 'આજે જ હું તને પરણાવવાનો છું, અતુલની સાથે. કેમ? તું કબૂલ છે?'

રાધારાણીની આંખો પર જાણે વીજળી પડી! તે ફિક્કે મોંએ સ્તબ્ધ બની ત્યાં જ ઊભી રહી: જવાબમાં એક અક્ષરે તેના મુખમાંથી બહાર નીકળ્યો નહિ.

અભયે વજ્રના જેવા દૃઢ સ્વરે ફરીથી કહ્યું: 'બોલ, તું માનીશ કે નહિ—'

કહી પોતાની એ ભયંકર આંખો એણે એના મુખ પર માંડી.

આ પછી, બહુ વાર લગી હોઠ કંપાવી કંપાવી, તનતોડ પ્રયત્ન કરી રાધારાણી બોલી: 'ભલે.'

બોલતાં જ તે ત્યાં બેસી પડી.

ન્યાયાધીશની દેહાંતદંડની સજા સાંભળી ગુનેહગાર જેવી રીતે શૂન્યદૃષ્ટિ કરી ઊભો રહે, તેવી રીતે રાધારાણી અભયની સામે જોતી બેસી રહી.

અભય શું સમજ્યો તેની એને ખબર.

તે બોલ્યો: 'આશીર્વાદ દઉં છું, રાણી, તારું કલ્યાણ થજો.'

કહી આંખમાં આંસુ સાથે તે ત્યાંથી ફરી બહાર નીકળી ગયો.

લગ્ન થઈ ગયા પછી રાતના ત્રણેક વાગે અતુલે અભયના મુકામે જઈ બૂમ મારી: 'અભયદા!'

અભય જાગતો જ હતો, તેનો અવાજ સાંભળી ઊઠી બેઠો થઈ બોલ્યો: 'શું છે અતુલ!'

અતુલ એકદમ તેના પગે વળગી પડી બોલ્યો: 'અભયદા, મને આ છેલ્લી વાર તમે માફ કરો.'

અભય તેનો હાથ સરકાવી દઈ બોલ્યો: 'કેમ, શું થયું છે?'

અતુલ બોલ્યો: 'મેં મહા પાપ કર્યું છે — સાચી વાત છૂપાવી છે. રાણી તમને ચાહે છે — જાણતો કરતો છતાં મેં આ વાત તમને કહી નથી. હું મારા સ્વાર્થમાં એવો ગાંડો બની ગયો હતો.'

'શું?'

કહી અભય એકદમ તીરની પેઠે ઊઠી ઊભો થઈ ગયો!

અતુલ તેનો હાથ પકડી એવા જ ગાઢ સ્વરે બોલ્યો: 'મારો આ ભયંકર અપરાધ તમે માફ કરો, અભયદા! મને ખબર છે, બીજું કોઈ નહિ કરી શકે, પણ તમે તો કરી શકશો. આ પછી મારો બીજો કોઈ જ દોષ તમે કદી માફ ન કરશો.'

અભય રૂંધાયેલા કંઠે મહાપ્રયત્ને બોલ્યો: 'કેવો અંધ છું હું! મારી જ સામું નજર રાખવા જતાં, એની સામું કાલે મેં જરા ફરીને જોયું સુદ્ધાં નહિ! એટલે એ —'

આમ બોલતાં તે પાગલની પેઠે ઘરમાંથી દોડતો બહાર નીકળી ગયો.

અતુલ પણ એની પાછળ પાછળ રસ્તા પર જઈ બોલ્યો: 'જે થવાનું હતું તે થઈ ગયું, મોટાભાઈ, હવે —' એ પણ વાક્ય પૂરું કરી શક્યો નહિ.

'ભૂલ! ભૂલ! — બધે જ ભૂલ! મને હવે તું કંઈ જ કહેતો નહિ, અતુલ! મને બધું સમજાય છે આજે. દૂર દૂર જોયા કરવાથી મારી આંખો ખરાબ થઈ ગઈ હતી, એટલે હું પાસેની ચીજ જોઈ શક્યો નહિ. જે લોકો ઘરની ખબર નથી રાખી શકતા, તે પારકાનું કામ શું કરવાના!'

જેમ તેમ કરી તે આ શબ્દો બોલ્યો એટલું જ.

બોલી નાખ્યા પછી ગાંડાની પેઠે અતુલને હડસેલી દઈ રાતના અંધકારમાં એ ક્યાંયે અદૃશ્ય થઈ ગયો.

બાકીની રાત અને બીજા દિવસની સવાર એણે ક્યાં, અને કેવી રીતે બતાવી એની એને ખબર, અથવા એનેયે ખબર નહિ હોય —

સાંજે પાગલની પેઠે તે લલિતની પાસે જઈને બોલ્યો : 'લલિતભાઈ, મને દશ રૂપિયા આપશો ?'

લલિત બોલ્યો : 'આપું, પણ તું શું —'

અભય એકદમ બાળકની પેઠે રડી પડ્યો. ખૂબ તીવ્ર કરી વગાડવા જતાં એના હૃદયનો તાર તૂટી ગયો.

અભયને સ્વસ્થ કરવા જતાં લલિત પણ બેબાકળો બની ગયો.

બહુ વાર પછી લલિત બોલ્યો: 'એક વાત કહેવાની છે ભાઈ. તું આજે ઘેર જાય છે, તો વિધુને એના સસરાને ઘેર પહોંચાડતો જઈશ ? પાસે જ તો છે !'

અભય ઊંચું જોઈ બોલ્યો: 'કેમ, દિદિ શા માટે ત્યાં જાય છે ?'

લલિત બોલ્યો: 'એના સાસરેથી ખબર આવ્યા છે કે એના દિયરની વહુ મરી ગઈ છે — એ પણ બચે ન બચે — ઘરમાં કોઈ છે નહિ ! આજે જ એને મોકલવાની છે. તું લઈ જાય તો મારે જવું ન પડે ! જુએ તો છે તારી ભાભીની કેવી હાલત છે !'

અભય શૂન્ય ભાવે બોલ્યો: 'ભલે, લઈ જઈશ.'

વિપિને આવીને કહ્યું : 'એ જ બરાબર છે, તું વહુમાને

હમણાં એકલી ન મૂકતો, લલિત! અને અભય તો ઘરનું જ માણસ છે!'

વિધુ તૈયાર જ હતી. સાંજ પછી ગાડી આવતાં જ તે એમાં બેઠી.

ગાડી ચાલવા માંડી. એટલે અભય બોલ્યો: 'દિદિ, કહે છે કે તમારો દિયર દારૂડિયો છે, એનો સ્વભાવ પણ સારો નથી, આ જાઓ છો, ને જો એને ત્યાં તમને કોઈ દિવસ કંઈ અગવડ જણાય તો મને લખજો, હું તમને મારે ઘેર લઈ જઈશ!'

વિધુ ભારે ગળે બોલી: 'જઈને જોઉં તો ખરી, શું થાય છે, હું ત્યાં રહી શકું એવું મને તો નથી લાગતું ભાઈ!'

અભય શુષ્ક કંઠે બોલ્યો: "તો એ જ બરાબર છે—તું પણ હતભાગી છે, દિદિ, ને હું પણ તારો હતભાગી ભાઈ છું. આ જન્મને માટે તો બંનેનો સ્વાર્થ ખતમ થઈ ગયા છે. હવે જ્યાં લગી બાકીનો માર્ગ પૂરો ન થાય, ત્યાં લગી રસ્તે જતા લોકોની સેવા કર્યા કરીશું—કેમ?'

બોલતાં બોલતાં તે પોતાને કાબુમાં રાખી શક્યો નહિ, રડી પડ્યો.

વિધુ કંઈ જ બોલી શકી નહિ, માત્ર પાલવ વડે પોતાની આંખો લૂછવા લાગી.

અભય પોતાની આંસુથી ભારે બનેલી ચમકદાર આંખે વિધુની સામે જોઈ બોલ્યો: 'સારું જ થયું, દિદિ, એ સારું જ થયું. બધું

ગુમાવીને આજે હુ તને પામ્યો છું. તું હવે મારી મા છે, તુંજ મારી બહેન છે, તુંજ મારુ' સર્વસ્વ છે. જે માર્ગ આજે સામે પડચો છે, તે માર્ગ પર તુંજ એકલી મારી સાથીદાર છે.'

બોલતાં અભય ફરી આત્મસંવરણ ન કરી શકવાથી બાળકની પેઠે ધુંધવાઈને રડી પડચો.

વિધુ ખૂબ સ્નેહથી એના માથા પર હાથ ફેરવતી ફેરવતી આર્દ્ર કંઠે, મહાપ્રયત્ને, બોલી: 'માર્ગ પણ એક દિવસ પૂરો થશે, ભાઈ! તું રડીશ નહિ, શાંત થા.'

ગાડી ચાલવા લાગી.